


છપાવી પ્રસિદ્ધ કરનાર.

**કમીશનર ફકીરશીંગ.**



**અમદાવાદમાં.**

રીચીરોડ ઉપર કાજીહુસેનની પોળમાં “સમશેર બાહાદુર” છાપખાનામાં સવાઈભાઈ રાયચંદે છાપ્યાં.

સંવત ૧૯૪૬ સને ૧૮૯૦

# ઇસુ ગીતો.

---

## ૧

## મુક્તિ ફોજનું આવવું.

૧ આવી છે આવી છે મુક્તિ ફોજજો, છોડીને લેવારે ગુજરાત દેશને;
૨ હતા હતા મુક્તિના અજાણજો, સુધારનારે ભક્તોને તેણે મોકલ્યા;
૩ જાગો જાગો સઘળા પાપી જનજો, તપાસો મુક્તિ શી રીતે થાયછે;
૪ એ વધામણી સુણો સઘળા લોકજો, પાપીને તારવાને ઇસુ આવ્યો;
૫ જે જન આવે ત્રાતા ઇસુ પાસજો, મુક્તિ તે આપેછે દરેક જાતને;
૬ ભાઇઓ બેનો સાંભળો સઘળા લોકજો.મુક્તિના વિનારે સ્વર્ગ નહી મળે
૭ પોકારીને કહે છે મુક્તિ ફોજજો. મુક્તિના દિવસરે વિતી જાય છે.

---

## ૨

૧ દેવે જોઈ પૃથ્વી પાપમાંરે, તારવા ત્રાતાને મોકલ્યોજો;
૨ અવતાર ધર્યો છે ગભાણમાંરે, તેનું નામ ધર્યું છે ઈસુજો;
૩ વરસ બારનો બાળક તે થયોરે, ઉપદેશ આપ્યો મંદિર માંહેજો;
૪ સઘળા પંડિત અચરત પામ્યારે, જ્ઞાન ક્યાંથી એ બાળકનેજો;
૫ સર્વે શુભ સમાચાર સાંભળીરે, તેના ભક્તો જન હરખાયજો;
૬ ફરવો ચફુદા આખા દેશમાંરે, અદ્દભુત કામો તેણે કીધાંજો;
૭ રોગી જનના રોગ મટાડયારે, પાપીને આપ્યું મુક્તિ દાનજો;
૮ તેતરીસ વરસ જગતમાં રહયોરે, પાપી કાજેલોહી વહેવડાવ્યુંજો;
૯ ક્રુસ ઉપર પોકાર પાડીઓરે, મારા દેવ કેમ મુકી દીધોજો;
૧૦ ફાટયા મંદિર માંહેના પડદારે, આખા દેશપર અંધકાર થયોજો;
૧૧ ધરતી કાંપી ખડકો ફાટયારે, મુએલાં ઉઠી શેહેરમાં જાયજો:
૧૨ જમાદાર સિપાઈઓ ગભરાઇ ગયારે, પરાક્રમ જોઇને ઇસુનુજો;
૧૩ મરણ પામી દટાયો ગોહરમાંરે, પછી ગયોછે આકાશજો;
૧૪ જગતના અંતે પાછો આવશેરે, પવિત્ર દુતોની ફોજ લઈનેજો;

૧૫ રણશીંગડાના નાદ બજાવશેરે, મુએલાં ઉઠી સઘળા આવેજો;
૧૬ મુક્તિફોજ કહેછે મુક્તિ વિનારે, સ્વર્ગે જતુ નથી કોઈ જો;

---

## ૩

## ન્યાયનો દિવસ.

૧ મહા મહિમાએ પ્રભુ ઈસુ આવશેજો.
પવિત્ર દુતોની તે ફોજ સાથે લાવશેજોઃ મહા૦

૨ રણશિંગડાના નાદ ત્યારે વાગશેજો,
સરવે મુઆં તે મુડદાં ઉઠી જાગશેજોઃ મહા૦

૩ બકરાં ઘેટાંથી ત્યારે જુદાં પાડશેજો,
ત્યારે પાપી લોકો થરથર કાંપશેજો. મહા૦

૪ કહેછે પાપીઓને પડો પણ નહી ઢાંકશેજો,
પાપીને પકડીને નરકમાં નાખશેજો. મહા૦

૫ પાપી હાય હાય કરીને પોકારશેજો,
ને દુઃખમાંથી કદી નહી કહાડસેજો. મહા૦

૬ પ્રભુ પોતાના લોકોને બોલાવસેજો,
અનંત સુખનો તે વારસો આપસેજો. મહા૦

૭ પ્રભુ ઈસુપર વિશ્વાસ જે રાખસેજો.
તેને આશરે સ્વર્ગનું સુખ પામસેજો. મહા૦

---

## ૪

૧ વહેલા વહેલા વહેલા પ્રભુજી, મારે મંદિરએ આવજોરે;
૨ મનડાં કેરાં મંદિર બનાવું, રૂડીઆમાં રહેજોરે;
૩ તન, મન, ધન, પ્રભુજી, સઉ સોંપુછું તમનેરે;
૪ પવિત્ર આત્માથી ભરપુર કરો. આશીરવાદ આપોરે;
૫ આકાશ કેરો મહિમા મુકી, પૃથ્વીપર આવ્યોરે;
૬ કાંટારે કેરો મુગટ સહીને, પથ્થરનો માર ખાધોરે;
૭ વધસ્થંભપર લોહી વહેવડાવ્યું. પાપીઓને કાજેરે;
૮ તારા લોહીથી સુધ થઈને, મુક્તિ મારગમાં ચાલુંરે;

૯ સૈતાન સૈન્ય જોર કરે છે, નરકમાં લઇ જવારે;
૧૦ સત્યની તલવાર મને આપો, સેતાન સાથે લડવારે;
૧૧ લડતાં લડતાં મરણ સુધી, સ્વર્ગી મુગટ લઇશું રે.

---

૫

૧ પ્રથમ ફોજના પ્રભુ ઇસુ, વિનંતી સુણજો મારીજી;
૨ આસ ખરી હું તુજપર રાખું, રાત દિવસ પોકારીજી;
૩ પ્રથમ પાપની માફી આપી, મન મારૂં તમે લીધુંજી;
૪ માટે મોટો ઉપકાર માનું, સ્વર્ગી સુખજ દીધુંજી;
૫ માફી પામી દીલ હરખાયું, મનડે પ્રેમ ભરાવોજી;
૬ કટ્ટા દુશ્મન શત્રુ સાથે, મુક્તિ યુદ્ધ ચલાવોજી.

---

૬

૧ પ્રભુ મને મુક્તિ માર્ગમાં નિત્ય ચલાવો,
ઇસુ મરણ સુધી તારી પાછળ ચાલીશ હું;
૨ કેટલો દુ:ખી હતો હું મુક્તિ પામ્યા અગાઉ,
જગતની કંઇ શાંતિ મને સંતોશ ના આપે;
૩ દેશ જોયો, વેશ પહેર્યો, રહ્યો સઘળામાં,
સુખ ભોગ દીધો સઘળા લોકો સાથે મઝામાં;
૪ ટીલાં કર્યાં, ટપકાં કર્યાં, બદલ્યો બધો વેશ,
મુક્તિ વિના બાવરો ફરૂં સુખના મળ્યું લેશ;
૫ નારી પરણ્યો, કુટુંબ થયું, છોકરાંનો નહીં પાર,
સૈતાને નાંખી છે એક મહોટી મોહ જાળ;
૬ ઝાડ ગયો, પહાડ ગયો, માન્યા બધા દેવ,
કોઇએ ના મન બદલ્યું ને કાઢી ભુંડી ટેવ.
૭ બીડી પીધી, ચલમ પીધી, ગડાકુનો હુકો,
ચુનાથી ચોપડીને ખાધો તમાકુનો ભુકો;
૮ અફીણ પીધું, ગાંજો પીધો, ભાંગનો લીધો લોટો,
તાડી પીને દારૂ પીને રસ્તામાં થયો ગોટો.

૯ પાપીઓને કાજે ઈસુ ન્યાય મુઓએ,
ઈસુ તારા લોહીથી મને મુક્તિ મળી છે.

---

૭

## જગતનો તારનાર

૧ હું તો હતો પાપી ખરો ઈસુને વીરૂધ,
તેણે મને મુક્તિ આપી મન પણ કર્યું શુદ્ધ
૨ પાપી મરણ જ્યારે આવે તમે કરસો શું,
બોલો પ્રભુ પાપ મુકીને વહેલો આવું છું.
૩ પાપનું કલંક પ્રભુ ઈસુ હમણાં તું મટાડ,
હે દયાળું મને જલદી મુક્તિ તું પમાડ;
૪ જય જય ઈસુ જય જય ઈસુ તારા લોહીથી,
તે તો પાપનું કલંક ધોયું મલી છે મુક્તિ;
૫ હમણાં તારી પાછળ સદા પ્રભુ હું ચાલીશ,
ને ખરા સિપાઈ જેવો અંત સુધી લડીશ,

---

૮

૧ મુક્તિ મુક્તિ શું કરો, મુક્તિ મોહોટું ધન; મુક્તિ મળી છે.
૨ ઈસુ તારા નામથી, મને ઘણો આનંદ થાય; મુક્તિ મળી છે.
૩ પ્રભુ પાટ પધારો, મારો સ્વર્ગે વાસો થાય, મુક્તિ મળી છે.
૪ લાલ નેજા ઝાલીયા, ફોજે તૈયાર થાય, મુક્તિ મળી છે.
૫ રણસીંગડા વાગશે, કાયમને દરબાર, મુક્તિ મળી છે.
૬ બધી પૃથ્વીના માનવી, તમે ભજો ઈસુનું નામ, મુક્તિ મળી છે.
૭ ઈસુએ દુઃખ વેઠયું, પાપીઓને કાજ, મુક્તિ મળી છે.
૮ વધસ્થંભે ઈસુ જડાયો, લોહીનો નદી ધાર, મુક્તિ મળી છે.
૯ ઈસુ તારા લોહીથી, મારા પાપની માફી થઈ, મુક્તિ મળી છે.
૧૦ એવાં કામો અજાણીત કીધાં, કીધાં અદ્ભુત કામ, મુક્તિ મળી છે.
૧૧ પાપની માફી મુક્તિ, પવિત્ર આત્માનું દાન મુક્તિ મળી છે.
૧૨ ઈસુ તારા લોહીથી મારાં પાપ પરાં જાય, મુક્તિ મળી છે.

૧૩ પ્રથમ ચમત્કાર કીધો, કાના ગામની માંહે, મુક્તિ મળી છે.
૧૪ બેહેરાં મુગાં પાંગળાં, ગરીબોનો આધાર; મુક્તિ મળી છે
૧૫ જેને મળી મુક્તિ તેને મળ્યું આકાશનું રાજ્ય; મુક્તિ મળી છે.
૧૬ ધંન, ધંન, પ્રભુ ધંન, ધંન ઇસુ, ધંન્ય તારૂં નામ. મુક્તિ મળી છે.

૯

૧ આવો ભાઈઓ આવો બેનો, મુક્તિ ફોજમાં મલવાને,
અંગ્રેજી દાવાહળ આવ્યું ફેરીઆ થઈને ફરવાને;
૨ તીતી કરતાં તાણી લેશ, સેતાન સાથે લડવાને;
ઝંન્ડા ઝાલી ઢોલ વગાડી, કબુલ થયાછે મરવાને.
૩ સૈન સુડીઆ વગર કુડીઆ, એવી કોજે કરવાને;
ભાંગ તમાકુ અફીણ દારૂ, પકડેછે મુકાવાને.
૪ ઈસુએ અવતાર ધરયોછે, પાપી કાજે મરવાને;
પાપ તમારાં પલમાં લેશે, કબુલ કરોને ફરવાને;
૫ તે તમ તે તમ ચાલ્યા આવો, હરખ ઘણો હરખાવાને;
દાઉદ સરખા નાચી ઉઠયા, ધન કહો એ ભક્તીને;
૬ સુ સુ કરતાં સુધ જશે, ને ફાહેર થશે મરવાને;
પુનર જનમ તો પામી લેવો, ને સાથે થાઓ લડવાને;
૭ છી છી કરતાં છેકના છુટકો, ખરા થાઓ ખંખારીને;
આગળ તે તો પાછળ થશે, પ્રગટ કહું પોકારીને.

---

૧૦

## ફારૂન રાજા.

ફારૂન રાજારે ફારૂન રાજા, આપ હાથે હઠીલો ફારૂન રાજા;

૧ લાકડીનો સાપ કીધો પુંછડી પકડ,
છોડ મારા લોકને કે થાય ધડાધડ. આપ૦
૨ પહેલાં આવ્યાં દેડકાં કરે કુદા કુદ,
છોડ મારા લોકને કે થાય છુંદા છુંદ. આપ૦
૩ પછી આવી માંખ્યો કરે ઘમાઘમ,
છોડ મારા લોકને કે થાય ધમા ધમ. આપ૦
૪ પછી આવી જુઓ ને કરે કઈડા કઈડ,

છોડ મારા લોકને કે થાય ધડા ધડ. આ૦

૫ પહેલું આવ્યું રગત પછી આવી મરકી,
છોડ મારા લોકને કે થાય નાશા નાશ. આ૦

૬ રસને જનો રથ આવ્યો થયું તુટા તુટ,
છોડ મારા લોકને કે થાય ડુબા ડુબ. આ૦

---

## ૧૧

તારણ કરશેરે તારણ કરશે, ભલો ઇસુને તારણ કરશે.

૧ ઇસુ આવ્યા આ જગમાં લીધાં તેણે દુઃખ
રોગીઓના રોગ ટાળ્યા ભાગી જેની ભુખ. ભલો૦

૨ આદમ હવાને જયારે સૈતાને ભુલાવ્યા,
તેથી કરીને ઇસુ જગમાં આવ્યા. ભલો૦

૩ જગતમાં જોર ઘણું સૈતાન કરેછે.
લોકોને નરકમાં નાખવા ફરેછે. ભલો૦

૪ દુરેઠ કેરા દુઃખમાંથી સરવ છુટી આવો.
ખ્રિસ્ત પોતે તારશે જો વીશ્વાસ કરશો. ભલો૦

---

## ૧૨

૧ બુધ્ધિ શીખો ઓ નાહાનો, દિલંબ તમે કેમ કરો;
આજનો સમય મુલવાન જાણો. કાલનો વાયદો ના રાખો;

૨ કરો પાપીઓ પસ્તાવો, કરો આજ જે જીવતા છો:
મોત છે પાસે નિશ્ચય જાણો, કાલનો વાયદો ના રાખો;

૩ આજ તો છે તમારા શ્વાસા, આજ ઈસુની ગમ ફરો:
જ્યાં લગ શ્વાસા ત્યાં લગ આશા, કાલનો વાયદો ના રાખો.

---

## ૧૩

૧ માણસ ધુલ છે ઘાસનુ ફુલછે, જલદી તે કરમાએછે;
આજ ને આવે કાલ તે જાએ, ફુલના જેવા મરેછે;

૨ જો અમીરને જો ફકીરને, બેઉને મરણ લઈ જશે,
જબરા નબલા જે જે હોય, બેઉને પાડી દેશે તે

૩ જાગો જાગો ઓ પાપીઓ, નરકથી બીસો નહીં શું;
પાપ છોડીને ખ્રિસ્ત પાસ આવો, મારી પામી શકોછો,
૪ હાલેલુયા હાલેલુયા, મને મુક્તિ મળી છે,
પાપી ધૂલ છે ઘાસનુ ફુલછે, અનંત જીવન મારૂ છે.

---

૧૪

૧ ઈસુનો હું છું સિપાઈ, તેના લોહીમાં છુ શુદ્ધ;
ક્રોધ, લોભ, મોહને હું ત્યાગીને, સૈતાન સાથે કરીશ યુદ્ધ;
૨ હમણાં મારીથી ચાહુંછું, મોટું દાન આકાશી બાપ;
તારા વચનો પ્રમાણે, મને બલ ને આત્મા આપ;
૩ શુદ્ધછો તમે એમ ઈસુએ, કહ્યું પણ હું જાણુછું;
કે તમારી પાસે આત્મા, બલ આકાશમાંથી મોકલું,
૪ કેવલ પાણીનું બાપ્તિસ્મા, આપ્યું હતું યોહાને;
અરપણ થાઓ ધીરજ રાખો, તમને અગ્નીનું મળશે;
૫ નાશમાં બધા લોક જાએ છે, તેઓને બચાવશો એમ;
વગર અગ્નીનું બાપ્તિસ્મા, સૈતાન નાશી જશે કેમ;
૬ પ્રાર્થના કરતાં ધીરજ રાખતાં, શિષ્યો દશ દિવસ હતા.
તેના ઉપર મોટું વાયુ, જીભ પ્રકાશીત સુદ્ધ આત્મા;
૭ દાન આત્માનું તેઓ પામ્યા, એકઠા થયા પાપી લોક;
ત્રણ હજારે મુક્તિ લીધી, પાપને લીધે કરતા શોક;
૮ હે આત્મા તને પામુછું તારા પગે લાગીને;
જય જય જય હે બાપનો વાયદો, બલ આકાશી જય તને;
૯ પવિત્ર આત્મા મારી ઉપર, મારી આસપાસ થાએ તોફાન;
હુલડ કરે તોપણ સૈતાન, મને મળ્યું મુક્તિ દાન;

---

૧૫

૧ પ્રભુ પોતે જેના પખમાં, વેરીથી શું થાશેરે;
પથ્થર ફેંકે પાપીઓ તો, ફુલ થઈ વેરાશેરે;
૨ સાદ્રાક, મીશાક, અબેદનીગો, અગ્નીમાં હોમાયારે;
સાત ઘણી ભઠ્ઠી સળગાવી, તેમાં કેમ કઢાશેરે,

૩ વળી શૈતાનને દુઃખ ઘણો, દુઃખમાં બળી જશેરે;
ગોળીઆથ સરખો મહા બળીઓ તો, આપ આગે શું લડશેરે
૪ શીર છેદન તો દાઉદે કીધું, માંસ પક્ષીએ ખાધુંરે!
ડગમગ ખાતાં શીદ કરોછો, ધારશું પ્રભુનું થાશેરે;
૫ કાળા તો વળી કેશ બનાવ્યા, ધોળા કોણથી થાશેરે;
ચી ચી કરતી ચકલીઓ બનાવી, ઊડી ફરે આકાશેરે;
૬ શત્રુ તેના અનેક ફરેછે, હુકમ વગર કેમ મારશેરે;
ગુરૂ અગ્નીની તોપ ચલાવો, વૈરી વશ થઈ જાશેરે;
૭ લાખો માણસ પાપથી ફરી, વેહેલા મુક્તિ પામશેરે;
ભરતખંડમાં ભારે મહીમા, ઈસુનો દેખાશેરે.

---

૧૬

૧ ધન્ય ધન્યરે ઈસુ નામ, તમારૂ કામ પ્રભાતે વખાણું;
આ મુક્તિ કેરૂ દાન, જગતમાં આવ્યું:
૨ તને પહેરાવ્યા જાંબુરી વસ્ત્ર, માથે મુક્યો ટોપ. ઉપર જઈ થુક્યા
ધન ઈસુ તારૂં નામ. તોય ના ચુક્યા;
૩ આવ્યા તારા લોક, કરવા તારૂં કામ, દેશે દેશ ફરશે
તારી મુક્તિની સુવાતો, ઘેરે ઘર કહેશે;
૪ તેમણે ઝાલી ધજા હાથ, લીધી ખંજરી સાથ પડઘમ વાગે;
ધન્ય ઇસુ તારૂં નામ: જગતમાં ગાજે.
૫ કાઢેછે ફોજ, મારેછે લોક. બીગલ સાથે વાગે:
એ ઉંઘેલા લોક, પાપીઓને જગાડે.
૬ તારી મુક્તિ દેશમાં, પ્રગટ કીધી નામ, ઘણું ફેલાયું;
ધન્ય ધન્યરે ઈસુ નામ, જગતમાં આવ્યું.
૭ પ્રભુ ઈસુ અંને હાજરી, લેસે ત્યાં ઊત્તર શા દેસો;
આ મુક્તિ કેરો લાભ, આવ્યો ના ખોસો

---

૧૭

## ગર્બાવલી

આવોરે ઇસુની પાસે ઇસુની પાસે;

પરમ સુખ થાશે. આવોરે ઈસુની પાસે.

૧ ઈસુએ પ્રાયશ્ચિત કીધું, પ્રાયશ્ચિત કીધું; બળીદાન દીધું. આવોરે૦

૨ ઈસુએ જગન પોતે કીધો, જગન પોતે કીધો, બદલો ભરી દીધો આ૦

૩ ઈસુએ રગત વહેવડાવ્યું, રગત વહેવડાવ્યું, સઉને કામ આવ્યું આ૦

૪ ઈસુના રક્તમાં નાવું, રક્તમાં નાવું, પરમ શુદ્ધ થાવું આવોરે૦

૫ ઈસુછે જગતનો ત્રાતા, જગતનો ત્રાતા; મુક્તિનો દાતા. આવોરે૦

૬ ઈસુછે જગતનો સ્વામી, જગતનો સ્વામી, રહું શિર નામી આ૦

૭ ઈસુપર વિશ્વાસ હું રાખું, વિશ્વાસ હું રાખું પરમ સુખ ચાખું. આ૦

૮ ઈસુને સેવક કર જોડે, સેવક કર જોડે, બંધન સર્વે તોડે. આવોરે૦

---

## ૧૮

તારી પાછળ ચાલીશું, પ્રભુ હમે તારી પાછળ ચાલીશું.

૧ જુઓ ઈસુ સ્વર્ગી સુખ મુકી દઈને, ખુશીથી ક્રુસપર ગયો; પ્રભુ૦

૨ જગમાં ઇસુ આવ્યા લીધી ફકીરી, ગામે ગામ ફરતો હતો; પ્રભુ૦

૩ પ્રભુ થકી દાસ મોટા ના જણાવો, બાનું અમથા ના કાહાડો; પ્રભુ૦

૪ રજા આપો ઘરમાં કુટંબને જોવા, સાંભળો ઇસુએ શું કહ્યું; પ્રભુ૦

૫ વખત નથી વહેલા આવે ઈસુ કહેછે, મુએલાં મુએલાંને દાટે; પ્રભુ૦

૬ ઘરને જંજાલ મુકી પાછળ ચાલી આવો, કહ્યું શીષ્યોને ઇસુએ; પ્રભુ૦

૭ સોગણુ આપીશું આ જગત વચમાં, મરણ પછી સુંદર મુકામ. પ્રભુ૦

૮ ઈસુના લોહીથી શુદ્ધ થઇને, યુદ્ધમાં આગળ આગળ ચાલો. પ્રભુ૦

---

## ૧૯

૧ પ્રભુનો મારગ છે સુરાનો, ને નહી કાયરનાં કામજોને;

૨ પરથમ પહેલાં પાપ મુકીને, ભજો ઇસુનું નામ જોને;

૩ સુર સાગરમાં મોતી લેવા, મહી પડયા મર જેવા જોને;

૪ આરે ઉભા જુવે તમાસા, તે કોડી નહી પામે જોને;

૫ મહી પડયા તે મહા શુખ માણે, ને દેખનારા દાઝે જોને;

૬ પાણી જેવા છો પરપોટા, ને ફુલી ફાટી જાશો જોને;

૭ ત્રાતા ઇસુએ દુઃખ વેઠયું, છુટકો તારો થાય જોને;

૮ સઉ પાપી કાજ છે આ મુક્તિ, ફરીને થાવ શુધ્ધ જોને;
૯ મોત પાસે છે તૈયાર ગાવને, આવસે ધનશ્યાક દહાડો જોને;

## ૨૦

૧ ઈસુ આવ્યારે પૃથ્વી ઉપર પાપ મુકાવવા.
૨ પાપ મુકોરે જગતના લોકો સૈતાન થકી છુટવા;
૩ માફી પામોરે પ્રભુ ઈસુની પાસે પરમ સુખ પામવા;
૪ આનંદ કરજોરે મુક્તિફોજની માંય ઈસુમાં હરખાવા;
૫ લોહી વહેવડાવ્યું વધસ્થંભ ઉપર પાપીને તારવા;
૬ આવો આવોરે ભાઈઓ ને બેનો પસ્તાવો કરવા.

## ૨૧

ટેક—ઘેર વળોરે ઘેર વળો, સહુ જે ભટકેલા
ઘેર વળો તમ જે જગમાં, ખાધા દુઃખ ઠેલા;
૧ કાં ઘર મુકી તો હવડાં, તમ દુર ફરોછો;
દોષતણું જ્યમ દુઃખ વધે, ત્યમ કાજ કરોછો. ઘેર વળોરે૦
૨ ઈસુ તો બોલાવ કરે, બહુ પરેમ કરીને,
મોત સહ્યું નિજ પરેમ થકી, વધસ્થંભ ધરીને. ઘેર વળોરે૦
૩ આત્માનો ધાંટો પણ છે, સામરથ ભરેલો,
પરેમ થકી તે બોધ કરે, હવડાં ફર વેલો. ઘેર વળોરે૦
૪ મુક્તિફોજ તે આવો કહી, બહુ આસ જણાવે;
ઈસુનો દેખાવ કરી, તુજ ભાવ જણાવે. ઘેર વળોરે૦
૫ જ્ઞાન કહે તમ સરવ જણો, તજજો મન ઘેલું,
હજાર વિલંબ કરે મરસો, શુણો સત્ય કહેલું. ઘેર વળોરે૦
૬ મોત થએ નહીં માફ પછી, ન પછી ફરવાનુ;
આ જગના દિન અલ્પ ઘણા તેમાં તરવાનુ ઘેર વળોરે૦

## ૨૨

ટેક—પ્રેમ ફરે નહી ઈસુનો. નહી તે ફરમાસે;
૧ જો પાણુ ફુલ તણી શોભા, બહુ આજ જણાસે;

તોપણ જોતામાં કાલે, કરમી સહુ જાસે;
થોડીવાર પછી જુઓ, તેનો ક્ષય થાસે. પણ પ્રેમ૦

૨ જોબન કાળ ઘણો દીપે, તાજા બળ સાથે;
સર્વ પ્રસંગે હર્ખ કરે, નહી લે દુખ માથે;
થોડાં વર્ષ પછી બદલે, ગોથાં બહુ ખાતે; પણ પ્રેમ૦

૩ રાત્ર વિષે તો ચંદ્ર તણી, સોભા બહુ ભાસે;
પુનેમ શુધીતો વધતાં, શુભ જ્યોતી પ્રકાસે;
તોપણ ત્યાંથી નિત્ય ઘટી, તેનો ક્ષય થાસે. પણ પ્રેમ૦

૪ દીપે સૂર્ય ઘણો ઉગતાં, ચળકે શુભ કાંત્તિ;
મધ્ય લગી જાશે ચડતો, નમશે ગતિ ત્યાંથી;
તેનો વૈભવ લોપ થશે, તો અસ્ત થતાંથી, પણ પ્રેમ૦

૫ મોટા સીંધુ તણી ભરતી, તે કેમ ભરેછે;
ચાલી તે ધમકાર થકી, બહુ જોર કરે છે;
તોય પછી તો ઓટ થતે, જલ પાછ ફરે છે; પણ પ્રેમ૦

૬ સાંજે તો અતિ નમ્ર હવા, મીઠી બહુ વાએ;
જીવ જનાવર માનવને તેથી સુખ થાએ;
તોય વિકાર થએ તેમાં, તોફાન જણાએ. પણ પ્રેમ૦

૭ મિત્રોની અતિ પ્રીતિ ખરી, હોસે બહુ વહાલાં;
તોય કદાચ અદૃષ્ટ થશે, દિસે મન કાલાં;
સ્નેહ તજી રાખી શીખે, મોડાં વિકરાળાં. પણ પ્રેમ૦

૮ શ્રષ્ટિ વિકારે ફુલ ખરે, ને જોબન જાશે;
ચંદ્ર ઘટે શુભ સૂર્ય નમે, ને સિંધુ ફરાશે;
મીઠાવાની આંધી થાશે, મિત્રો બદલાશે; પણ૦

---

૨૩

પાપીને ચેતાવવા આવી છે મુક્તિફોજ;
રાત દિવસ લડાઈ કરી આગળ ચાલેછે રોજ.

૧ પાપીને ચેતાવવા આવી છે મુક્તિફોજ,
સાત દિવસ લડાઈ કરી આગળ ચાલેછે રોજ;
રા સિપાઈઓ તમે કરો મુક્તિ યુદ્ધરે,

મુક્તિ દઈ દોડાંથી આગળ આવો મ્હારે. પાપીને૦

૨ જુઓ પૃથ્વી આસપાસ પાપમાં ડુબી ગઈછે,
તે જોઈને સેતાન હરખવાન થાય છે
તેના અંધાર આમા હાંશીલા યોધ્ધા થાયરે,
મુક્તિ તેપરથી તેનાં કડકે કડકા થઈરે. પાપીને૦

૩ ખ્રિસ્ત પર નજર કરી હિંમતવાન થાવ,
ને પાપી લોકોને બચાવા જલદી તમે જાવ,
આ યુદ્ધમાં આવતો તમને ધણી નો પડશેરે,
પણ સુંદર મુગટ સ્વર્ગી તરેહમાં તમને મળશે. પાપીને

---

૨૪

૧ ગુયેલા નીમાળા કદી નહીં રહેવાના,
ગુયેલા નીમાળા કદી નહી રહેવાના
સદા મુજ સાથે પ્રભુજી રહેવાના, સદા મુજ સાથે પ્રભુજી રહેવાનાં
૨ સોના રૂપાનાં સુંદર ઘરેણાં. સોના રૂપાનાં સુંદર ઘરેણાં
નહીં મુજ સાથે હવે ત્યાં રેહેવાનાં, નહીં મુજ સાથે હવે ત્યાં રહેવાનાં
૩ બહારનો દેખાવ હવે શું થવા દઉં, બહારનો દેખાવ હવે શું થવા દઉં
પહેરૂ આતમીક સણગાર, સદા જે રહેવાનો
૪ ખ્રિસ્ત આભુશણ સહુથી ઉતમછે, ખ્રિસ્ત આભુશણ સહુથી ઉતમછે
મરીએ કહ્યું પેહેરો જે ત્યાં રેહેવાનુ, ગરીબે કહ્યુ પેહેરો જે ત્યાં રેહેવાનુ.
૫ મુક્તિ પામી સ્વરગમા ધન કરૂં, મુક્તિ પામી સ્વરગમાં ધન કરૂ,
જગપરથીચીત છોડું જે જતુ રહેવાનુ, જગપરથીચીત છોડું જે જતુ રહેવાનુ

---

૨૫

૧ પ્રભુ ઈસુ દયાવંત, તેથી જીવન છે અનંત,
તેપર લાવે જે વિશ્વાસ, તે જન પામે મુક્તિ આસ. પ્રભુ૦
૨ કોની પાસે પાપી જન, પામે મોટું મુક્તિ ધન;
કોણ મટાડે મનનું દુ:ખ, કોણ પમાડે મનને સુખ. પ્રભુ૦
૩ પ્રભુ ઈસુ શક્તિવાન, પાપની માફી આપે છે.
તેનું લોહી છે બહુ મુલવાન, મારૂ મન શુદ્ધ રાખે છે. પ્રભુ૦

૪ પ્રભુ ઈસુ તારાપર, આસ રાખુંછું જીવન ભર.
સ્તુતિ તારી ગાઉસ્યું, તારાથી સુખ પામુંછું. પ્રભુ૦

---

૨૬

વધસ્થંભ ચડાવ્યો વેઠનોરે, કેમ મુકી દેવાય.

૧ ખ્રિસ્તે કરયો છે મને કેઠનોરે, કેમ મુકી દેવાય. વધસ્થંભ૦
૨ પાપીને તારવાની લડાઈરે, કેમ મુકી દેવાય. વધસ્થંભ૦
૩ ઈસુનું નામ ફેલાવાનુંરે, કેમ મુકી દેવાય. વધસ્થંભ૦
૪ તેની મોટી મુક્તિ પ્રગટ કરવીરે, કેમ મુકી દેવાય. વધસ્થંભ૦
૫ આકાશનો મુગટ પામવોરે, કેમ મુકી દેવાય. વધસ્થંભ૦
૬ આકાશનો વારસો પામવોરે, કેમ મુકી દેવાય. વધસ્થંભ૦

---

૨૭

ઇસુ જગનો છે તારનારો, તેની ગમ કરોરે.

૧ દેવ નહી પુછે જાત તમારી, બોલે છે શું ચાલ છે સારી.
પાપના બોજ જે છે ભારી, તે મટાડસેરે. ઇસુ જગનો૦
૨ પાપથી જેટલા છે લાદેલા, મનમાં ઘણું દુખ પામેલા,
કષ્ટથી તથા સોક ભરેલા, જલદી આવોરે. ઈસુ જગનો૦
૩ પાપની ઉંઘથી તમે જાગો, નર્કના દંડથી વહેલા ભાગો.
માફી તર્ત ઇસુથી માગો, મુક્તિ પામોરે. ઇસુ જગનો૦

---

૨૮

હરી હરી ગુણ ગાઓરે સાધુ. એ રાગ.

ટ—હવે હવે આવો ઇસુ કને.

૧ સંસારમાં ભટકેલા ઘેર વળોરે, ઈસુ થકી સુખ થાય.
૨ તન, મન ધન થકી પ્રાણ કરો અરપણ, પાપથી દુર રહેવાય.
૩ સેતાનના ફાંદામાંથી જલદી પામો ત્રાણ, હમણાં તમને અપાય.
૪ વીલંબ કરયા વિના પાપ કરો બંધ, સત્ત માર્ગે ચાલો ભાઇ.
૫ મનડામાં શુદ્ધ થાય કોઈથી તે વિના સ્વર્ગે નહી જવાય.
૬ પાપ મુકીને પામો જીવન મુક્તિ દાન, વિશ્વાસ થકી દુઃખ જાય

ટેક—અમે ઈશુને જોવા જઈશું, જોઈ જોઈને ખુશી થઈશું.

૧ અમને પાપથી છુટાં કીધાં, અમને પાપથી છોડાવી લીધાં.

૨ અમને આપ્યું છે મુક્તિ દાન, અમને બચાવી હરાવ્યો સેતાન.

૩ તેણે કીધાં પાપ નિવારણ, પાપી લોકનું કરવા તારણ.

૪ વધસ્થંભપર સહ્યું મરણ, આપણું પાપ કરવું હરણ.

---

## ૩૦

જુઓ ઈસુ સ્વરગીં સુખ મુકી ઢૂંઢને એ રાગ.

ટેક—સૌપર પ્રેમ રાખીને તારી આજ્ઞા પાળીશું

૧ જુઓ પાપના જોરથી મુક્તિ છે પુરી, કદી નહી થાય અધુરી.

૨ આત્મા પવિત્રથી થઈને બાપતિસ્મી સહુ લોકોને આપો સાહેદી

૩ આપ બળથી લડશો નો નમે પડશો, ખ્રિસ્તનાજ બળે સ્વર્ગે ચડશો

૪ દીનતા રે લીનતા નહી જગની ચીંતા સત્ય રસ્તોછે આધીનતા

૫ વેરીપરની પ્રીતિ મેં તારામાં દીઠી, હું પણ ચલાવીશ તારી રીતિ

૬ મન તારા જેવું મનેછે મળ્યું, તારાથી હૈયું પલટી ગયું.

૭ મુજ સાથે આવને સહુને સમજાવને, પ્રીતિ ઈસુની ભક્તિ ભાવથી

---

## ૩૧

પલક નહિ વિસરૂં ઈસુનામ એ રાગ

ટેક ઈસુએ બચાવી લીધો મારો પ્રાણ.

૧ જાતા ઈસુની પાસ પામો મુક્તિ આસ.
તે તારવા છે શક્તિવાન.

૨ કાપશે સઘળાં પાપ, કાપસે તેનો શાપ
સહુથી આપશે પુરૂ પ્રાણ.

૩ દારૂ અફીણ સહુ વ્યસન મુકી દો,ઈસુ નસાડશે સેતાન

૪ સાંભળ સંસાર આ શુભ સમાચાર છુટકારે મુક્તિ દાન

---

## ૩૨

ટેક—દયા કુંવર ચઢી દેખો કદી એહ ઈસુ

૧ પાપીયા નર ડુબશે, સાચા ઉતરયા વરીરે.

૨ જીવન નદીની તેડે બેઠો બેઠો આસન કરીરે.
૩ પાંચ ખંડ હું ફરી વળ્યો મારો કોઈ નહિ બેલીરે.
૪ દાસ થઈ ઈસુ બાળનો એને સંસારી સુખ થયુ રે.

---

૩૩

ટેક—નાસ નાસરે થયો પ્રલય પ્રતાપથી,
૧ દેવે દીઠું જગતમાં ખોટું, દુઃખ લાગ્યો પાણીનું મોટુ રે.
૨ લોક કરેને મોજ ઘણી મારે, વાત દેવની કોઈ ન જાણેરે.
૩ બધું સારું ને સત્યજ ગયું, નુહના કુટંબ સિવાયરે.
૪ નુહા ન્યાયનો ઉપદેશ આપે, મન ફેરવો નહીં તો પાપીરે.
૫ નુહાએ વહાણ બનાવ્યું બહુ મોટુ, લોક જુવે ને લાગે ખોટુરે.
૬ આપ મતે તો ધંધો ચલાવે, વાત મનમાં કોઈ નાલાવેરે.
૭ અરે હદ મુકીને પાણી ચાલ્યું, દેવે પોતાનુ વચન પાળ્યુ રે.
૮ કોઈ ઘરે ચડે ને કોઈ પહાડે, કોઈ ટેકરે ચડેને કોઈ ઝાડરે.
૯ બધી દુનિઆ પાણીથી મરી, દેવે નુહાનુ વાણજ તારયુરે.
૧૦ આપી પાપીઓને શીક્ષા ભારી; તેના ભકતોને લીધા ઊગારી

---

૨૪

ધન ધનરે ઇસુ નામ તમારૂ કામ. એ રાગ.

૧ પ્રભુ આત્મા તારો દે તને છોડુ નહીં તારી ઇચ્છા જણાવજે.
તારી આગળ હું છું જી મન મારામાં આવજે.
૨ મુળ પાપનો સંહાર કર તારી પ્રીતિ અમર મન મારામાં રેહજે.
તારી સુદ્ધતાની માંય હે પ્રભુ મને તેડજે.
૩ દીલ અંદર તે ઇસુ છે વાસ્તે લીધો તને નહી તજુ.
તારી આજ્ઞામાં રહીને તને હું ભજું.
૪ સદા માનું તારો અવાજ મુકીને મીજાજ તથા સઘળી અનીતિ.
દયા દીનતા સૌપર પ્રેમ રાખીશ તારી રીતે.
૫ મનમાંથી સંદેહ કાઢ તથા સમજણ પાડ અને ઝટ હું પાળું.
તારે કાજે હું પ્રભુ મારૂં જીવન આલું.
૬ પુરો વિશ્વાસ મારો છે તને સોંપી દીધું મેં તન, મન, ધન, સર્વ.
સુદ્ધ કીધા ઇસુ તેં અને કરયા કરરો.
૭ પરમ આનંદ ઇસુ જો તને જયકાર હો સર્વ શક્તિવાન તારનાર.
સર્વદા તારો સિપાઈ છું છો લડે સંસાર.

## ૩૫

૧ હાલેલુયા મુક્તિ મળીછે, હાલેલુયા મુક્તિ મળીછે,
મુક્તિ મળી છે, પુરી મુક્તિ મળી છે.

૨ ઈસુ સ્વામી તારણ હારા છે, ઈસુ સ્વામી તારણ હારાછે,
તારણ હારા છે તથા શાંતિ આપનાર છે.

૩ આવો ભાઈઓ મુક્તિ પામવાને, આવો ભાઈઓ મુક્તિ પામવાને,
મુક્તિ પામવાને, મનમાં શાંતિ પામવાને.

૪. ઈસુ ત્રાતા તારવા છે તઈઆર, પ્રભુ ત્રાતા તારવા છે તઈઆર,
તારવા છે તઈઆર, પ્રભુ તારવા છે તઈઆર.

૫ માફી પામવા કોણ તઈઆર થશો, માફી પામવા કોણતઈઆરથશો,
માફી પામવાને તથા પાપથી બચવાને.

---

## ૩૬

૧ સાંભળો સાંભળો સુખ સુખ વાતો મુક્તિ ફોજનીરે લોલ
૨ તેની વાદી હું સમજવું તે તમે જાણજોરે લોલ.
૩ મારૂં મન થયું છે સુદ્ધ પ્રભુના લોહીથીરે લોલ.
૪ મનમાં આવ્યારે વિચાર કે મુક્તિ પામવીરે લોલ.
૫ હું તો ગયો પ્રભુની પાસ મુક્તિ પામવારે લોલ.
૬ આપી આપી મને શાંતિ ઘણા હર્ષથીરે લોલ.
૭ જાણો જાણો સઘળા લોક કે પ્રભુ તારશેરે લોલ.
૮ તારનાર થયો આપણે કાજ કે શાન્તિ આપશેરે લોલ.
૯ કરો કરો પસ્તાવો પાપને મુંકવારે લોલ.
૧૦ વિશ્વાસ કરજો પ્રભુ પર કે પ્રેમથી ચાલજોરે લોલ.
૧૧ થાઇશું થાઇશું એકજ કુટુંબ ઇસુ ખ્રિસ્તનુંરે લોલ.
૧૨ તેની આજ્ઞામાંરહીને જીવન કાઢીશુ રે લોલ.

---

## ૩૭

ઈસુ મસીહ મેરા પ્રાણ બચાયા એ રાજે.

ટેક—સરવે શક્તિવાન ઈસુ હેછે સફાઈ

૧ દિલ મારૂ લે પ્રભુ પ્રિતીથી ભરજે
ખાત્રી છે કે તારાથી થાય.

૨ સંદેહને બીક તારા વાસામાં રહે નહી
વેર ભાવ ક્રોધ બધા પ્રીતથી ખસેડાય.

૩ પાપ કરવાની ઈચ્છા મનમાંથી કાઢજે
કરજે રાજ પ્રભુ અંતરની માંય.
૪ જગનુ માન છે છાયાની માફક
જગનુ ધન બધું ધુળ જેવું થઈ જાય.
૫ મનમાં શુદ્ધ જે દેવને જોનારા
તેને ધનરે કેમ ના કહેવાય.
૬ કહ્યુ ઈસુએ માગોને અપાસે
માગીને મલી પવિત્રાઈ.

---

૩૭

क्यु मन भुला है य संआरा
क्यु मन भुला है

१ इस जगमे सुख नित्य नहीं भाई ।
यहतो है जैसे पानीकी धारा ॥
२ माता पिता और केश कुटुंब सब ।
संग नही कोई जावन हारा ॥
३ अंत समय सब देखन आये है ।
छन भरमे सब वे हे नीयारा ॥
४ जो कुछ अंगमे होगा तुमहारा ।
वोह बी सब मोल लैने उतारा ।
५ नर्के अंगनमे जब तुम पडीहो ।
सब नहीं कोई बचावन हारा ॥
६ भाइ मुक्तकी खोज करो तुम ।
ईसु मसी प्रभु तारण हारा ॥
७ आसीतो प्रभुदास तुमहारा ।
तुम बीन कोई नही हमारा ॥

इसु मसी मेरा प्राण बचाया ।
प्राण बचाया इसु मसी ॥

१ जो पापी इसु कने आवे ।
इसु है उसकी मुक्ति कराया मुक्ति कराया ॥

२ इसु मशीको मै बली बली जाइ हुं ।
इसु ही मेरा त्राण कराया त्राण कराया ॥

३ महा जो नदीआ नालो पूरानी ।
इसु है मग पार कराया पार कराया ॥

४ दीनानाथ अनाथ के बंदु ।
तुमही हो प्रभु पाप हराया पाप हराया ॥

५ आसी को अपनी सरनमे रखीओ ।
अंत समय मेरा लीजे खबरीया लीजे खबरीया ॥

---

४०

१ सुनो है जान मन तुमको । यहांसे कुछ करना है ।
रहो तुम याद हकमे जब । तलक यहां आब दाना है ॥

२ अरे गाफिल तु क्यु भुला है । इस दुनिआके लालचमे ॥
रखो कुछ खोफ भी हकका अगर, जनतको जाना है ॥

३ करो तुक गवर तुम दीलमे । कहा क्याक्या तुमे उसने ।
क्याथा हुकम जो हकने उसे । तुमने न माना है ॥

४ पंरे सोते हो गफलतमे । जरा तुक आखको खोलो ॥
हुइ है साम उठ बैठो । मुसाफर घरको जाना है ॥

५ न दौलत काम आवेगी। नइस दुनिआसे कुच हासलि।
अगर तुम सोच कर देखो।यसब कुच्छ छोड जाना है॥
६ जो मलकुउल मोत आवेगी । नमे इस जासे लेनेको ।
बहाना क्या करोगे तुम । वोतुमसे बी सीयाना है॥
७ खुदा जब तुजशे पुछेगा । तु क्या लाया उस आलमसे॥
दीआथा उमर ओरदोलत तु । क्या तोफा कमायाहै ॥
८ अगर गाफील रहे हकसे । तुगे दोझकमे दालेगा ।
रहे हो यादमे हकीतो जन्नत । घर तुमहाराहै ॥
९ हैआती अबदी अगर । चाहोतोख इसु मशीसे तु ।
वही शाफी है उमतका,भी । जीसका नाम इसुहै ॥
१० सलीब उपर उसे रखकर। कीया है कटल झालीमने।
उसे गत भूल आह आसी । वही तेरा ठीकाना है॥

---

४१

१ मसी तुं मेरा प्यारा है । तुंमेरा दीलका नुर ।
तु मेराही कफारा है । ए मेरा दील मंजुर ॥
२ जब मै शैतानके बंदगेथा । गुना सेथागा मूर ।
वोह हालतनुन देख शका । ए मेरा दील मंजुर ॥
३ मै जखमी था लाचार । और मरता भी जरुर ।
पर तुं था मेरा मददगार । ए मेरे दीलमंजुर ॥
४ जब सबोने छोड दीयाथा । जब सब होगये दुर ।
तब तुने गोदमे लीयाथा । ए मेरा दील मंजुर ॥
५ पस अब मशी मै तेरा हु । मै तेराहु जरुर ।

काशातरे पास मै जल्द आऊँ ए मेरा दिल मंजुर ॥

४२

कुत्ता हुँ तुजसे हलवीना । इसु मशी फरीयाद सुण ।
कुरबान तेरे नामके । इसु मशी फरीआद सुण ॥

१ मेरे सिवाय और कौण है । बखेशा वो मेरी गुनाह ।
मुआफ कर मेरी खता । इसु मशी फरीआद सुण ॥

२ दर्दे मेरी दूर कर । हरगीज नहो मुजसे खफा ।
मुश्कील मेरी आसानकर । इसु मशी फरीआद सुण ॥

३ थरथराता हुंगोनाह्गी । नीचमे अपने सदा ।
तु कर फजल आजी उपर । इसु मशी फरीआद सुण ॥

४३

इसु नाम, इस नाम । इसु नाम गाउरे मन ॥
इस नाम इसु नाम

१ इसु नाम गुन धाम धरम गून्थ धाउरे ।
इतत नाम पूरत काम । सत्य प्रेम भाउरे मन ॥

२ सारा उगीत अलज मुदीत । भक्ताहि सुर गाउरे ॥
संत कमल नाम कीरन । तैसहीउगाउरे मन ॥

३ नाम अलज सत्व नाम । पुद्ध बुध धाउरे ।
त्रिबीध पाप जेही धाप । सरब दुरी जाउरे मन ॥

४ सबही हाल सकल काल । भक्त शक्ति पाउरे ।
जान अधम सोइ नाम । नरनी मुक्ति थानुरे मन ॥

१ आइ गुनेगारो गुना । जीतनी है चाहो करलो ॥
पर खदा वंदाकी आगे तुम ज्ञान। होगा ॥

२ जब खरे होंगे मशीहा । के अदालतमे तुम ।
पेसफीर कोइ तुमारा । ना बहाना होगा ॥

३ ऐसी हसवाइसे । हमको तु बचाना यारब ।
रोज मे सरमे जहान । सारा जमाना होगा ॥

४ हमको क्या फीकरहै। उस रोजका ऐ, खबनेखुदा ॥
तेरे खद मोहीमे । आपनै तो ठीकाना होगा ॥

५ जीसने दुनिआमे मशीहाको । न माना होगा ।
बाद मरंग उसके जहानमे । ठीकाना होगा ॥



# મુક્તિનાં ગીતો.

## કે દરેક માણુસ તરત મુક્તિ પામે.

## "હમણાંજ મુક્તિનો દિવસ છે."

### ૪૫

*The voice of wisdom cries, be in time.*

૧ પરમેશ્વર બોલેછે—આવોરે, સઘળાં પાપથી ફરો;
ને ફરો પસ્તાવો, મુક્તિ માર્ગમાં ચાલો; આવોરે.
૨ તમે જે ઘરડાંછો—આવોરે, મોત તમને જલદ આવે;
હાલ મુક્તિનો દિવસ છે, પ્રભુ દયા કરશે; આવોરે.
૩ તમે જે છો જુવાન—આવોરે. પામો મુક્તિનું દાન;
આપો ઈસુને માન, સિપાઈઓ થાઓ બળવાન. આવોરે.
૪ બારણું છે ઉઘાડનું—આવોરે. પણ બંધ થશે જયારે,
રે શું કરશો ત્યારે, અફસોસ થશે તમને; આવોરે.

---

### ૪૬

*Hark, the Gospel news is sounding.*

૧ આખા જગના છેડા સુધી, સાંભળો સુધળા સમાચાર
પાપી બચાવવાને સારૂં, ઇસુ થયોછે મરનાર;
હે પાપીઓ, હે પાપીઓ, જુઓ તેનો પ્રેમ અપાર.
૨ કીરપા નદી જેવી વહે છે, લાખોને મળી તૃપ્તિ;
તોપણ આજ સુધી ચાલે છે, ખ્રિસ્તની વિંધાએલી કુખથી,
સઘળાં જીવે, સઘળાં જીવે, ઇસુ દાતા છે મુક્તિ.
૩ ખ્રિસ્ત ઊપર છે ઇચ્છા મારી, સ્વર્ગમાં તેને મળી;
દેવની કીરપાના સાગરમાં, નાહીશ સદા કાળ સુધી.
તેની કીરપા તેની કીરપા, મારામાં જાણું પૂરી.

---

### ૪૭

*Oh for a thousad tonques.*

૧ હે રે હજારો જીભોથી, સ્તુતિ તારી ગાઉં,

મહીમા ને કીરપા તારી, હું સદા દેખ.ડું.
ટેક—એ ઇસુના લોહી, ઇસુના મુલવાન લોહી;
ઈસુના મુલવાન લોહીથી, હું થયો છું સફેદ.
૨ હે ધણી મારા પરમેશ્વર, હું કરૂં તારૂં કામ;
ફેલાવું આખા જગતપર, તારૂં પવિત્ર નામ,
૩ ઈસુનુ નામ ખસાડે છે, સઘળાં હમારાં દુઃખ.
દુષ્ટ કરનારાને આપેછે, સફાઈ તથા સુખ.
૪ પાપના ફાંદાથી ઇસુએ, હમને છોડાવ્યા છે,
ને સર્વ લાચાર પાપીઓની, તે ખબર લેએ છે.
૫ ઈસુની વાત સાંભળો બેરાં, હે મુગાં ગાઓ ગીત,
હે આંધળાં જુઓ, ને લંગરાં, હરખે કુદશો ખચીત.

---

૪૮

*The Heavenly Railway*

## સ્વર્ગી રેલવે.

૧ કરેલી છે સ્વર્ગી રેલવે, બનાવનાર. સ્વર્ગનો રાજા છે.
આ રેલવે તો છે બહુ લાંબી, પૃથ્વીથી સ્વર્ગ સુધી.
ટેક—જશો રે, જશો રે, સ્વર્ગ સુધી જશો હમારી સાથે.
જશો રે, જશો રે, સ્વર્ગ સુધી જશો તમે.
૨ પશ્ચાતાપ છે સ્ટેશનનું નામ, લે છે લોકો ટિકીટ ત્યાં.
પણ મફત અપાય છે ખરો, ઇસુ છે સલનો રસ્તો.
૩ ક્લાસ, પેહેલી, બીજી ને ત્રીજી; પસ્તાવો. વિશ્વાસ સફાઈ.
જો આ રેલવેપર નહીં ચાલશો, સ્વર્ગમાં તમે નહી પેસશો.

---

૪૯

*Sinners turn; why will ye die?*

૧ પાપી ફરો. મરશો કેમ? દેવસરજક પુછેછે એમ;
તેણે રચ્યું સહુનું તન, શુન્યથી સુજયું સહુનું મન;
તેને દયા આવેછે, તેજ તમને મનાવે છે;
કે કૃતઘાત માણસ કેમ. વૃથા કરશો તેનો પરેમ?
૨ પાપી ફરો, મરશો કેમ? દેવ ત્રાતા પુછેછે એમ;

તેણે દુઃખ આપ્યો છે, તેના ઘણો રચાવ્યાં છે;
શું નકારશો તેની પ્રીત? આપને શું ગણશો નિત?
કેમરે, આવલ પાપી કેમ, અફલ કરશો તેનો પરેમ?*

3 પાપી ફરી મરશો કેમ? દેવ આત્મા પુછે એમ;
તેણે તારા આયુષ્ય ભર, આશ કર્યો તારા પર;
શું નકારશો તેને ફીકર, કરશો નહીં નકી વિવેક?
રે સોધેલા પાપી કેમ, દેવને તજી મરશો એમ?

---

૫૦

*There is a Fountain filled with blood.*

૧ એક ઝરામાં ભરેલું રક્ત, તે ખ્રિસ્તથી વહ્યો છે,
જે પાપી નાહ્યોછે તે વખત. તે ધોયો ગયો છે.
ટેક—હું જાણું છું, હું જાણું છું. ઇસુ મારે સીધે;
વધસ્થંભપર . . . વહેવડાવ્યું, પાપથી છોડાવવાને
૨ મરતો ચોર અને લુંટને, થયો ત્રાતાનો મિત્ર;
ને એમાં હું પણ ધોઈને, કરાયોછું પવિત્ર.
૩ હે પ્રિય ત્રાતા તારૂં રક્ત, ન ખોસે શક્તિને,
જહાં સુધી કે સઘળા ભક્ત, ના મેળવે મુક્તિને.
૪ વિશ્વાસથી હું જોઉંછું ધાર, જે તારા દિલથી વહી,
એ માટે તારી પ્રિત અપાર, મને આનંદીક રહી;
૫ આકાશમાં ગાઈશ સુંદર ગાન, ને નમીશ તારે પાય.
જ્યારે આ બોબડી જબાન, કબરમાં છાની થાય,

---

૫૧

*The Lion of Judah shall break every chain.*

૧ આવો ખ્રિસ્તની પાસે વીલંબ ના રાખો,
ને મુક્તિ મફત ને પુરી હાલ ચાખો;
દાસપણામાંથી તથા ઉંઘમાંથી જાગો
કરી પસ્તાવો પાપની માફી માગો.
ટેક—કેમકે ઈસુ જગ ત્રાતા પાપની સાંકળ તોડશે,
ને છેક વારંવાર તમને જય પમાડશે;

૨ જ્યત વીરૂધ ઉઠસે રીસ ચડશે સૈતાન,
ને રોકવાને માટે બહુ કરશે તોફાન;
તમને બીવડાવવાને સર્વ મારશે ફાંફાં,
ઇસુ જગ ત્રાતા છે માટે બીહોમા,

૩ જો યુદ્ધ કઠણુ હોય ને આસપાસ છે અંધકાર,
તોપણ મુગટ ને મહેલ લડનાર કાજછે તૈઆર,
ને થોડીવાર પછી બેસો દેવનુ રાજ,
ને જયનુ નીશાન તથા સૈતાનની લાજ,

૪ જ્યારે જગ મુકવું પડે ને આવે મોત કાળ,
ત્યારે આસપાસ તમારી દેવ કરસે અજવાળ;
ને હીમ્મત આપવા ઈસુ હાજર થશે,
ને તેમને સ્વર્ગમાં દુતો લઇ જશે.

---

## ૫૨

*I heard the voice of Jesus say.*

૧ ઈસુની વાણી મેં સાંભળી, "મારી ગમ આવ" કહેતી:
"ઓ કષ્ટ કરનાર દુઃખથી લાદેલ, આપુ તને શાંતિ"
૨ જેવો હતો હું આવ્યોછુ, ઇસુ ખ્રિસ્તની કને,
દુઃખ મારૂ તેણે બદલીને, સુખ આપ્યુ છે મને,
૩–"મારી ગમ આવ" કહેતી સાંભળી, ઇસુ ખ્રિસ્તની વાણી;
"ઓ તરસેલા પાપી તને, આપું જીવતું પાણી"
૪–ઈસુની પાસે આવીને, જીવતુ પાણી પીધુ.
મારાપર પ્રેમ રાખી તેણે મારૂ તારણ કીધુ.

---

## ૫૩

*Trim Your lamps and be ready,*

૧ હરખાવ સિપાઈ, સમય પાસે છે, જયારે પ્રભુ ઇસુ આવશે;
તમને બોલાવાને.

ટેક—મસાલો લઈને તેને મળવા જાઓ,
તેને મળવા જાઓ, તેને મળવા જાઓ,
મસાલો લઇને તેને મળવા જાઓ.

૨ વાગશે તુરી, કાંપશે આકાશ; વીજળી ચોમેર કરશે પ્રકાશ,
પૃથ્વી આગથી બળશે.
૩ પાપી હાય હાય કરશે દુઃખથી, ઇચ્છા કરશે પામવા મુક્તિ;
પણ મુક્તિ નહીં પામે.
૪ ગર્જશે ગર્જના, થશે અંધકાર; પાપી લોકો કરશે પોકાર,
"પહાડો અમપર પડો."
૫ પ્રભુની ફોજ સદા જયવાન, ઈસુની આગળ ગાશે ગાન;
સર્વ દુઃખથી બચીને.
૬ આવશે પ્રભુ જો લાગે વાર, તોપણ પાપી કરો તૈયાર;
મુક્તિની મશાલો.

---

## ૫૪

### *Whiter than snow.*

### હીમ સરખો સફેદ.

૧ ધન ધન ઈસુ, દેવનો અવતાર. જે આવ્યા છે જગને તારવા.
ધન્ય ધન્ય થાય લોહીની ધાર, જેમાં શુદ્ધતા પામે બધા;
ત્રાતા મારી પાસે આવજે, રાખુંછું તારાજપર ઉમેદ.
તારા લોહીમાં મને ધોજે, ને હીમ સરખો થઈશ સફેદ.
ટેક—હીમ સરખો સફેદ, હીમ સરખો સફેદ,
તારા લોહીમાં મને ધોજે, ને હીમ સરખો થઈશ સફેદ.
૨ મન મારૂં છે પાપથી લાચાર, ને કિરમજ જેવાં લાલ દેખાય;
હું નદીએ જાઉં ઘણીવાર, પણ પાણીથી મન નહીં શુદ્ધ થાય;
ઈસુ તારી ગમ આવવાથી, મનમાંથી મટે છે સર્વ ખેદ;
ને લોહીમાં તારા નાહાવાથી. હીમ સરખો હું થઈશ સફેદ.

---

## ૫૫

### પાપથી ફરો

રાગઃ—કંઇ ફીકર નહી.

૧ દેવ પાપીને કરે છે ઘણો પ્રેમ—પાપથી ફરો
અને મનથી તે કહાડશે જગનો વેહેમ—પાપથી ફરો.
દુનિઆમાંથી તમે ઉઠાવો મન,

ઈશ્વરને આપો તમારૂં તન;
ને તેની સેવા કરો દરેક જન—પાપથી ફરો.

૨ અરે પાપી તમે કરો વીચાર—પાપથી ફરો.
તમને પાપથી કોણ કરી શકે પ.ર?—પાપથી ફરો.
પાપમાં રહેવાથી છે મોટું જોખમ
માટે ફરો તમે ઈસુની ગમ;
અને તમને મળશે માફી એકદમ—પાપથી ફરો.

૩ પાપથી તમે થયાછો બહુજ લાચાર—પાપથી ફરો.
ને મનમાં દુઃખ ભરેલું છે અપાર—પાપથી ફરો.
માટે તમે હાલ કરો પસ્તાવો,
ઈસુ ત્રાતાપર વિશ્વાસ પણ લાવો;
અને પ્રભુને મળવા તૈયાર થાઓ—પાપથી ફરો.

---

## ૫૬

૧ છુટકો છે સઘળાને કાજ, ખ્રિસ્ત છે આવ્યો કરવા રાજ;
તેના નામને મહિમા થાય, સઘળાં પાપી બચી જાય.
ટેક—સઘળા પાપ છોડીને મુક્તિ પામી લ્યો.

૨ જો ગુનેગાર છો બીલકુલ, તોપણ પાપ કરો કબુલ.
ફરો સરવ બુંડાઈથી તો મુક્તિ પામી શકો છો.

૩ આ જગમાં સંતોષ નહીં થાય, તે કોણ આપે ખ્રિસ્ત શીવાય;
દારૂ, અફીણ, છોડીદો, જલદી મુક્તિ પામી લ્યો.

૪ આવો સરવ પાપી એકદમ, મુક્તિ પામવા ખ્રિસ્તની ગમ;
કાલ સુધી જીવતા નહીં રહો, માટે મુક્તિ પામી લ્યો.

---

## ૫૭

*I heard of a Saviour whose love was so great.*

### વેહેલા આવજો.

૧ મુક્તિદાતા ઈસુની મેં પ્રિત સાંભળી, જેણે મારે લીધે આપ્યો પ્રાણ
મુગટ કાંટાનો વાગ્યો તેના માથામાં,
ટે આપે મને મુક્તિનુ દાન.

૯—(૧) મનો! મનો કે આપે મને મુક્તિનુ દાન,
મુગટ કાંટાનો વાગ્યો તેના માથામાં;
કે, આપે મને મુક્તિનુ દાન.

(૨) આવજો આવજો વહેલા આવજો ઈસુની પાસે;
કૃપાથી આજ સુધી જોતો તે વાટ તારી;
વહેલા આવજો ઇસુની પાસે.

૨ પાપીઓને લીધે રડ્યો તે વારંવાર, કહીને તમે કેમ નથી આવત
મારી પાંખ તળે હું કરત તમને ભેગા;
તમને આપત હું મુક્તિનું દાન,

૩ મારૂ મન કઠણ હતું પણ નરમ થયું જોઇને પ્રિત એની અપાર
તેના પાસે મેં આવીને માંગી મારી,
ને ઉતાર્યો તેણે પાપનો ભાર.

૪ દરેક જાતના પ્રાણીને બચાવશે ઈસુ, ને તેને શું તે કાહાડી મુકશે
કૃપાથી આજ સુધી જોતો તે વાટ તારી.
વહેલા આવજો ઈસુની પાસે.

---

## ૫૮

*We're travelling home to Heaven above.*

૧ આકાશી દેશમાં ચાલું છું આવશો શું?
પ્રિય તારનાર ત્યાં જઈશ હું, આવશો શું?
લાખો તે દેશમાં ગયા છે,
સરવે દુઃખોથી છુટયા છે,
લાખોને માટે જગ્યા છે, આવશો શું?

૨ આકાશી વાટ છે સીધી સાફ, આવશો શું?
પસ્તાવો કરી પામો માફ, આવશો શું?
ઇસુ તમને છે બોલાવનાર,
મારી પાછળ થજો આવનાર,
ને મુક્તિ આપવા છું તઈયાર, આવશો શું?

---

## ૫૯

*I'm believing and receiving.*

૧ મારા પાપ ધોવાયાં છે, તેઓનું નથી નીશાન,

અંધારામાં અજવાળું છે, શુદ્ધ છું તેના લોહીમાં.

ટેક—(૧) આવોરે, આવો વીશ્વાસથી આ લોહીના તીરથમાં,
તેમાં તારૂં અંતઃકરણ બરફના જેવું શુદ્ધ થશે.

(૨) આવ્યોછું આવ્યોછું વીશ્વાસથી, આ લોહીના તીરથમાં;
તેમાં મારૂં અંતઃકરણ, શુદ્ધ બરફના જેવું છે.

૨ જુઓ જગ, બીકનો ભાર, તેમાં ડુબી જાએ છે;
ચીંતા બદલે છે આનાર, આવશો જે આ તીરથમાં.

૩ લાલચ લોભ, રહેતો નથી, જગનું દ્રવ્ય માટી છે;
કેવળ ઇસમાં છે ખુશી, આવશે જયારે આ તીરથમાં.

૪ રહેસે નહીં પોતાપણું, પ્રેમ છે ઇસુને લીધે.
સ્વર્ગમાં દ્રવ્ય છે તેનું, આવશે જે આ તીરથમાં.

૫ વરીથી નહીં બીહુંછું, યુદ્ધની બહુ ઇચ્છા છે,
બળ ઇસુથી પામુંછું, આવીને આ તીરથમાં.

---

૬૦

૧ ગાતાં ગાતાં બધાં આવો, અમર રાગનાં ગીતાં ગાઓ;
દેવનો મોટો પ્રેમ વખાણો, તેનાં મોટાં કામો માનો.

ટેક—હા હા લોહીથી સફાઇ છે, બધા લોકોને સંભળાવો,
તમે શુદ્ધ થાઓછો, ઇસુના લોહીથી સફાઈ છે.

૨ આપના પ્રેમે ખબર લીધી, ખ્રીસ્તે એવી આજ્ઞા દીધી.
ડુબેલાના તારનાર થાઓ, પાપીઓની મુક્તિ લાવો.

૩ મોતના માર્ગેથી તેમને વાળો, વેરીઓના હાથથી તારો;
સતના ધારાઓ જણાવો, સુખને ચોકે તેમને લાવો.

૪ હવે પાપી લોકો, માનો, એની પુરી મુક્તિ જાણો;
હર્ખે પ્રેમની વાનો ચાખો, હર્ખે પ્રેમની સલ્લા પાળો.

૫ આવો ને ભરોસો રાખો, ખ્રીસ્તપર જીવનો બોજો નાખો;
તે તમારાં દુઃખો લેશે, તે તમોને શાંતિ દેશે.

૬ હે યહોવા તારી વાણી, અમે સાંભળી અને માની;
તું આપે તે અમે લઈએ, તું માગે તે અમે દઇએ.

---

## ૬૧

*My Lor'd says there's room for you.*

૧ રે પાપી આવ વિલંબ ના કર, જગત ત્રાતા કને.
દેવે દયા કરી તુજ પર, બોલાવે છે તને.
ટેક—પ્રભુ કહે છે જગ્યા છે, આકાશી દેશમાં તારે લીધે.
જલદી આવજે, ભાઇ જલદી આવજે.
૨ રે પાપી ફર ત્રાતા પાસ આવ, કેમ પાપમાં મરતો રહે.
તારો અમર આત્મા બચાવ, જ્યારે માન્ય કાલ છે
૩ રે પાપી આવ મારી પાસ આજ, બોલાવનાર છે તારનાર;
આકાશમાં જગ્યા તારે કાજ, છે કરેલી તઇયાર.

---

## ૬૨

*Joy, oh joy! behold the Faviour.*

૧ દરિયા ઉપર છે સર્વ અંધકાર, લાગે છે બહુ તોફાન;
આસપાસ મોજાં ગરજે છે અપાર, ડુબવા જેવું છે વહાણ.
ટેક—જય! જય! જગતનો તારનાર, જય! જય! મુક્તિદાતા.
જો ભારે તોફાન ચોગમ થાય, ઇસુ છે પાસે બીહોમા;
૨ પાપના સમુદ્રમાં વિના આશ રે પાપી ડુબેલો;
અંધારૂં કરે છે પોકારો, તારનાર છે આવેલો.
૩ આવ્યો છે સહીને મરણ, ઈસુ તારી કને;
જો રહેશે તું તેને શરણ. ડુબવા નહી દે તને.

---

## ૬૩

*Just as I am urthout one plca.*

૧ જેવો હું છું. વગર બાનું, પણ મારે કાજ લોહી વહેવડાવ્યું;
ને મને બોલાવે છે તું; સ્વામી હું આવું છું.
ટેક—સ્વામી હું આવું છું, સ્વામી હું આવું છું;
તારા વધસ્થંભ પાસે, સ્વામી હું આવું છું;
૨ જેવો હું છું દુઃખી લાચાર, પણ સ્વર્ગી ધન ને સુખ અપાર.
રૂણ છે સર્વ તારામાં, સ્વામી હું આવું છું.

૩ જેવો હું છું મને કબુલ કર. માફ કરીને લોહીથી શુદ્ધ કર;
પ્રેમ તારો દેખાડ મારાપર. સ્વામી હું આવું છું.
૪ જેવો હું છું પ્રીતથી તારી, છુટું છું સઘળા વૈરી;
ભરપુર છે શાંતિ મારી, સ્વામી હું આવું છું.

---

૬૪

*I want to see the shining angels.*

૧ દુતોને હું જોવા ચાહુછું, સ્વર્ગી દુતો, સ્વર્ગી દુતો.
ટેક—પણ જોઇ નહી શકીશ, મુક્તિ પામ્યા વગર;
માટે પામી મુક્તિ દેવની કરીશ સ્તુતી.
ને ગાઇશ મોત પછી, નવા યરૂસલેમમાં;
૨ ઇસુને હું જોવા ચાહુછું, પ્રભુ ઇસુ, પ્રભુ ઈસુ.
૩ મિત્રોને હું જોવા ચાહુછું. પ્રિય મિત્રો, પ્રિય મિત્રો.

---

૬૫

*Who'll be the next to follow Jesus.*

૧ કોણ છે આવનાર ઇસુની પાસે? ક્રુસ ઉચકવાને કોણ છે તૈયાર.
હિમ્મત પકડીને આ દુષ્ટ જગતમાં, કોણ ખ્રિસ્તને લીધે છે ટકનાર?
ક—કોણછે આવનાર? કોણછે આવનાર? કોણછે આવનાર ઇસુની પાસે?
કોણ છે આવનાર ઇસુની પાસે. હાલ ઇસુની પાસે?
૨ કોણ છે આવનાર ઇસુની પાસે, ઇસુનાં પગલાંમાં ચાલવાને?
કોણ છે આવનાર પાપથી થાકીને, તેની આગળ બોજ નાંખવાને?
૩ કોણછે આવનાર ઇસુની પાસે? કોણછે આવનાર પામવા મુક્તિ?
કોણ છે આવનાર સ્વર્ગમાં જવાને, સદા ગાવાને ઇસુની સ્તુતિ?

---

૬૬

*We're bound for the land of the pure and the holy.*

૧ આકાશી દેશમાં હમે છીએ ચાલનારા,
જે દેસમાં છે પ્રેમ તથા શાંતિ અપાર:
જે મોતના માર્ગપર દેવથી છો ભટકનારા;

તમે કેમ નહીં આવશો આકાશી દેશમાં?

ટેક—રે આવશો, રે આવશો, કહો પાપી આવશોરે આકાશી દેશમાં?

૨ તે સુખી દેશમાં છે પ્રિતિ અપાર
ઈસુ રાજ કરનાર છે જગત ત્રાતા;
ઓ પાપી મુએલા જે દુઃખથી છો લાચાર,
રે કેમ નહી આવશો આકાશી દેશમાં?

૩ તે દેશમાં મુકામ છે તૈયાર કરેલું.
ત્યાં ચાલનાર છીએ ફોજ ચઢાવી બધાં;
મનમાં પુરણ પ્રેમ ને સુખ છે ભરેલું,
રે પાપી કેમ નહીં આવશો જ્યાં સુખ છે સદા?

૪ વિજય હર્ષમાં લડાઈ મુકીને,
જાએ છે સિપાઇ સ્વર્ગી સુખના વાસમાં,
પણ પાપી ચેતો જે વિલંબ કરોછો;
રે કેમ નહીં આવશો રહેવા આકાશમાં?

---

૬૭

*On the Cross of Calvary.*

૧ કાલવરીના સ્થંભ ઉપર ઈસુએ સહ્યું મરણ.
વહેવડાવ્યું અમુલ્ય લોહી, કે પાપને કરે હરણ.
શુદ્ધ કરનાર લોહી છે વહેતું. સાફ કરેછે બરફ જેવું.
ઈસુએ મારે લીધે, સહ્યું કાલવરીના સ્થંભ પર.

ટેક—વધસ્થંભ પર, વધસ્થભપર, ઈસુએ મારે લીધે,
સહ્યું કાલવરીના સ્થંભપર.

૨ જુવો કેવો, કેવો પ્રેમ, લાવ્યો મને ખ્રિસ્તની ગમ,
જુઓ કેવો મોટો પ્રેમ, માગેછે સંપુરણ હોમ.
આપું છું તન, મન ને ધન, કેમકે તેણે વેઠ્યું મરણ.
ઈસુએ મારે લીધે, સહ્યું. વધસ્થંભ ઉપર.

૩ અંધકાર થઈ પૃથ્વી, જ્યારે તેણે મોત સહ્યું,
"પુરૂ થયું," હાંક મારી, માથુ નમી પ્રાણ છોડ્યો.
પુરૂં થયું! પુરૂં થયું! આખું જગ છુટું થાએ.
આ કારણથી ખ્રિસ્ત મુઓ, કાલવરીના સ્થંભ ઉપર.

૧ ઇસુછે મુક્તિનો દાતા, પોતે મન તેને સોંપો.
તેથી તમે ના સરમાવો, તેની રાહપર ઊભા રહો.
ઇસુ મુઓ, ઇશુ મુઓ, પાપીને, બચાવવાને.
૨ હમે હતાં પાપને લીધે. બેભરોંસો ને લાચાર;
ઇસુ દુઃખ હમારૂ જોઇને. આવ્યો થઇને મદદગાર.
હે પાપીઓ, હે પાપીઓ, જુવો તેનો કેવો પ્રેમ.
૩ હે પાપીઓ ચાલ્યા આવો, આદમ કુલો ભ્રષ્ટ થયલા;
તેને આપણો મિત્રો કરો, તેપર રાખો ભરોસો.
હાલેલુયા, હાલેલુયા, જય, જય ઈશુ તને હો.

---

## ૬૯

*Jesus the name high over all.*

૧ ઈસુછે નામ સઉથી ઉંચુ, આકાશ ને પૃથ્વીપર
માણસ તેની ભક્તિ કરે, સૈતાનને લાગે ડર.
૨ જે પાપમાં મરી ગયલા છે, જીવેછે આ નામે;
સૈતાનના ફાંદામાં જે છે, તે છુટકો તરત પામે.
૩ પાપની શાંકલ ને તોડેછે, ને આપેછે છુટકો.
તેના લોહીથી સર્વ છુટે, તેથી હું છું છુટયો.
૪ હે કે સરવ લોક ચાખી જુએ, ઈસુનો પ્રેમ અપાર
આખા જગમાં અજવાળું થાય, ને જતુ રહે અંધકાર

---

## ૭૦

*I saw one hanging on a tree.*

૧ દુષ્ટપણામાં કીધી ખુસી. નહી રાખી બીકને શરમ;
પણુ નવું વીષ્ય જોવાથી, હું થયો બહુ નરમ.
ટેક—ઓ હલવાન, પ્રિય હલવાન; કાલવરીનુ હલવાન;
કે મારે કાજ થયું બલીદાન, પાપથી છોડાવાને;
૨ જોયો મરતો ક્રુસ ઉપર, તારનારને વીંધાએલો;

ને નજર રાખી મારાપર, જ્યારે ક્રુસ આગળ હતો.
૩ મરણ સુધી રાખીને લાજ, સંભારીશ તે નજર;
ઈસુએ સહ્યું મારે કાજ, ને દોષ છે મારાપર.
૪ ફરી મારી ગમ જોઇને, કહ્યું તેણે મને.
"આ સૌ દુઃખ હું વેઠું છું કે, મુક્તિ આપું તને."

---

## ૭૧

*Mercy is boundless and free.*

૧ દયા અપાર છે, ઈસુની સ્તુતિ, દયા અપાર, દયા અપાર.
પાપીને લીધે વહેછે પુરી, દયા પુરી ને અપાર.
તારણનું કામ પુરણ કીધું તેણે, દયા અપાર, દયા અપાર;
સઘળાં સદા કાળનું જીવન પામે, દયા પુરી ને અપાર.
ટેક—ઈસુ તેના પ્રેમથી બોલાવેછે, બોલાવે છે, બોલાવે છે;
ઈસુ તેના પ્રેમથી બોલાવે છે, તે બોલાવે છે તમને.
૨ ઇસુથી પાપમાં દુર ભટકનારા, દયા અપાર, દયા અપાર,
"ફેરો, રે ફેરો," કહે છે આત્મા. દયા પુરી ને અપાર લાવો.
અંધારામાં જુઓ સત્ય પ્રકાશ, દયા અપાર, દયા અપાર;
તમારે સારૂ છે તારણની આશ, દયા પુરી ને અપાર;
૩ તમને ઈસુછે દયાળુ, મેહેરબાન, દયા અપાર. દયા અપાર;
આખા મનથી તે પર લાવો ઈમાન, દયા પુરી ને અપાર.
હમણાં પસ્તાવો કરીને આવો, દયા અપાર, દયા અપાર;
માફી ને આશીરવાદ મફત પામો, દયા પુરી ને અપાર.

---

## ૭૨

*Nothing but thy Blood can save me.*

૧ કોણ પાપથી છુટકો આપશે? કેવળ ઈસુ જીવતો ત્રાતા,
કોણ માફી આપી શકેછે? કેવળ ઈસુ જીવતો ત્રાતા.
ટેક—જે તેને શોધેછે, પસ્તાવો કરીને,
અનંત જીવન પામેછે, કેવળ ઈસુ જીવતો ત્રાતા.
૨ મોટાં કામ તેણે કીધાં, કેવળ ઈસુ જીવતો ત્રાતા
આપણાં સઘળાં પાપ લીધાં, કેવળ ઈસુ જીવતો ત્રાતા.

૩ પાપની સાંકળ તોડીને, કેવળ ઈશુ જીવતો ત્રાતા
બક્ષે છે સરવ જીંદગી, કેવળ ઈસુ જીવતો ત્રાતા;
ઘણો આનંદ આપનાર છે, કેવળ ઇસુ જીવતો ત્રાતા
તેના નામને સ્તુતિ છે, કેવળ ઇસુ જીવતો ત્રાતા.

---

૭૩

*I am clinging to the cross.*

૧ તારનારની વાણી હાલ સાંભળો, તમને બોલાવે છે,
"પાપીઓ આવો મારી પાસ, શાંતી આપીશ તમને"
ટેક—તારણ આપે છે ઈશુ,
૨ હમેશાં તમે શોધોછો, ખરૂં શુખને શાંત્તિ,
પણ એકજ કરી શકેછે, ઇચ્છા તારી પુરી.
૩ તે રસ્તો, સત્ય જીવન છે, તારવાને શક્તિવાન,
જગતનુ અજવાળું ઈસુ, તારનાર છે પ્રિતીવાન.

---

૭૪

*Calvary's stream is flowing.*

૧ દયા નદી વહે છે, તારનાર ઈશુથી;
સઘળાં પાપથી તારવાને, છે મુક્ત ને પુરી,
જે જે દુઃખથી ભરેલાં, થાકેલા ને લાચાર,
આવો તારણ પામવાને, ઇસુ છે શુદ્ધ કરનાર.
ટેક—દયા નદી વહેછે, દયા નદી વહેછે;
સર્વને લીધે, મુક્ત, પુરી, દયા નદી વહેછે.
૨ દુનિઆમાં શાંતી નથી, ત્રાતા ઇસુ શિવાય;
પણ તેથી સુખ સંપુરણ; બધા લોકોને થાય;
પાપનો બોજ દુર કરીને, અંતઃકરણ કરશે સાફ,
વહેછે મોટી નદી, ત્યાં સઘળાં પામે માફ.

---

૭૫

***Behold, behold the Lamb of God.***

૧—જુઓ જુઓ દેવનું હલવાન—વધસ્થંભ પર,

પાપી કાજ હોતા બલીદાન—વધસ્થંભ પર,
સાંભળો તેની વાણુ કાન ધરતા,
"રે પાપી કેમ નથી ફરતા;"
આંખી જુઓ જાતા મરતા—વધસ્થંભ પર.

૨—હાંક મારેછે ભારે દુઃખથી—વધસ્થંભ પર.
લોહી વહેછે હાથ, પગ કુખથી—વધસ્થંભપર.
સુરજ નથી આપનો અજવાળુ
રાત જેવી ઘોર અંધકાર દીનકાળ.
જુઓ દેવને તમારા હાથ—વધસ્થંભ પર.

૩—આવો પાપી ઈસુ જોવા—વધસ્થંભ પર.
લોહી વેવડાવ્યું પાપથી ધોવા—વધસ્થંભ પર.
શુધ્ધ કરવાને ચાલેછે ધાર,
સેતાનને પમાડીને હાર;
ઈસુએ કરયો છે ઉધાર—વધસ્થંભ પર.

૪—પુરૂં થયું આ મોટું કામ.—વધસ્થંભ પર.
ભજો સર્વે કુલ ઈસુનુ નામ—વધસ્થંભ પર.
મુક્તિની ધાર પાપી જુઓ,
મન તમારાં તેમાં ધુઓ.
ઈસુ આખા જગ કાજ મુઓ—વધસ્થંભ પર.



## ન્યાયના દિવસનાં ગીતો.

### કે પાપી લોકો ચેતે ને મરવા તૈઆર થાએ.

### ૭૬

*You will see the Judge descending.*

૧ ન્યાય કરનાર ઉતરી આવશે—તે દહાડે.

ટેક—પણ આકાશનાં સુંદર ગીતો નરમ અવાજથી સાંભળીશું

૨ તમે જગતને બળતું જોશો—તે દહાડે.

૩ તમે વીજળી ચલકતી જોશો—તે દહાડે.

૪ તમે ગર્જના પણ સાંભળશો—તે દહાડે

૫ પાપી દુઃખથી હાય હાય કરશે—તે દહાડે.

૬ મરેલે મુવા ઉઠી જાગશે—તે દહાડે.

૭ તમે તારા પડતા જોશો—તે દહાડે.

૮ તમે ઇસુને આવતાં જોશો—તે દહાડે.

૯ પાપીઓ તમે શું કરશો—તે દહાડે

૧૦ તમે બીકથી થરથર કાંપશો—તે દહાડે

૧૧ ફોજ હમારી તઇયાર થશે—તે દહાડે

---

### ૭૭

*Hell is darkness.*

૧ નરક ઊંડું છે; ઘોર અંધકાર, રે પાપી પસ્તાવો કર.
સ્વર્ગ છે અજવાલ, સુખ અપાર, પ્રકાશ કરે તારા પર.

ટેક—પાપથી ફરીને મારી પામ, સદા ગા દેવની સ્તુતિ;
મહીમા થશે તેનું નામ, આપનાર છે પુરી મુક્તિ.

૨ નરક આગ છે, નહીં હોલાય, રે પાપી બચ તે દુઃખથી
ઇસુ તારનાર, તને આપે, મફતને પુરી મુક્તિ.

૩ મરતો જે ઇશ્વર અવતારને, પાપી ફર તું મરશે કેમ;
આવી ભજ આ તારનારને, મુક્તિ પુરી થશે એમ.

---

*The Roll—call.*

## હાજરી.

૧ જ્યારે હાજરી લેશે સ્વર્ગમાં, સિપાહીઓનાં નામ વંચાય
હાજર થઈશ મારી જગ્યામાં વિજયાનંદ મને થાય.
ટેક—હું તો હાજરી પત્રક વાંચો, હુંયે ત્યાં ન લાગે વાર:
મારું નામ જ્યારે બોલશો, જવાબ આપવા છું તૈયાર.
૨ જ્યારે હાજરી લેશે સ્વર્ગમાં, મુક્તિફોજ હાજર થશે.
ઉજળાં વસ્ત્ર સઘળાં પેહેરીને, દેવ આગળ ઉભાં રેહેશે.
૩ જ્યારે હાજરી લેશે સ્વર્ગમાં, થર થર કાંપશે પાપી લોક:
દેવથી ભારી સજા પામીને, સર્વ કાલ સુધી કરશે શોક.

---

૭૯

*Death is coming.*

૧ પાપી તમે ક્યાં જાઓછો, કેમ તમે મરશો?
જો ઈસુ કને નહીં આવો, નરકમાં પડશો,
ટેક—મરણ આવશે, આવશે, આવશે ને ન્યાયનો દિવસ,
વહેલા આવો, વહેલા આવો, ઈસુની પાસે.
૨ સૈતાનની ઘણી ઈચ્છાછે, તમને નાશ કરવા:
ઈસુ બચાવવાને લીધે, ક્રૂસપર મુઓ મરવા.
૩ ફરી આવશે ઈસુ ખ્રિસ્ત, ન્યાયાસનપર બેસશે;
પાપી લોકોને સજા ભારી, નરકમાં નાખશે.
૪ શોક કરીને નીરાશ થઈને, પેસશો નરકમાં;
દાંત પીસવું ને રડવું થશે, સર્વકાલીક આગમાં.
૫ નક્કી જાણો મોતનો દિવસ, હમણાજ છે ખરો:
કાલનો વાયદો ના કરીને, પાપથી બચી જાઓ.

---

૮૦

૧ તઈયાર થા હે પાપી, તઈયાર થા તે ન્યાયના દિવસમાં;
જ્યારે તેના આગળ જશે તું, તું તે કહાડે થા તઈયાર.
શુદ્ધ તારાં વસ્ત્રો થશે શું? તું તે કહાડે થા તઈયાર.
પોકાર
૨ હે મારાં ઘણાં થયાં પાપ, કેમ થઈશ હું તઈયાર.

કોઈ ન કરી શકશે તેનાં માફ. કેમ થઈશ હું તઈયાર.
હું તીરથ ગયો બહુ વાર, કેમ થઈશ હું તઈયાર.
પણ વધો થયો પાપનો ભાર. કેમ થઈશ હું તઈયાર
હું મેલા કરતો જીવન બહાર. કેમ થઈશ હું તઈયાર.

## મુંકતફોજનો જવાબ

૩ એક તીરથમાં તું શુદ્ધ થઈ, તે તીરથમાં તું આવ.
તે પ્રભુ ખ્રિસ્તનું લોહી છે, તે તીરથમાં તું આવ.
પસ્તાવો કરીને તું આવ, તે તીરથમાં તું આવ,
જીવ પોતાનો તું તરત બચાવ.

---

## ૮૧

*When the mighty mighty trump sounds.*

૧ રણશીંગડું આકાશથી હાલ વગાડતાં જો.
સર્વ લોકો મુએલા ઊઠી જાગતા જો.
ટેક—રણશીંગડું જ્યારે વાગશે, બોલાવા હમને.
પાપીઓ. તઈયાર થાઓ, દેવને મળવાને,
૨ દુતોની ફોજ સાથે ઇસુ આવતો જો.
હે પાપી નાશ પામેલા, તમે શું કરશો.
૩ પાપીઓને નરકમાં રડતા રડતા જો.
પવિત્રો આકાશમાં, આનંદ કરતા જો.

---

## ૮૨

*When the stars begin to fall.*

૧ ન્યાય કરનાર ઊતરશે, રાજ્યાસન ઊપર બેસીને.
જગતનો ન્યાય કરાવવા, જ્યાં આભથી પડશે તારા.
ટેક—પાપી પાપી તમે ડરશો, જ્યારે આભથી પડશે તારા.
૨ સુરજ થશે અંધકાર, વિપત્તિ થશે જગમાં અપાર:
ભયથી નિરગત થશે પાપી, જ્યાર પડશે તારા આભથી.
૩ ગરજના થશે આકાશ, ચોગમ કરશે વિજળી પ્રકાશ.
પાપી હાય હાય પોકારશે, જ્યાર આભથી તારા પડશે,
૪ આગળ ઊભા રહે લોક. પાપીઓ કરતા ઘણુંજ શોક.

સાંભળશે દેવની વાણી, જ્યારે પડશે તારા આભથી.
૫ "ભુંડાઈ કરનાર ન દુર." ભારે દુઃખ પામીને અરજુરુ
નરકની આગમાં બળશે, જ્યારે આભથી તારા પડશે.

---

## ૮૩

### *Day of Judgment, day of wonders.*

### ઇન્સાફ દહાડે.

૧ ઇન્સાફ દહાડે અચરત પામી, રણશીંગડાના નાદ સાંભળો;
ગરજે છે હજાર ગરજનાથી, આખી સૃષ્ટી હલની જો.
ગભરાએ છે ગભરાએ છે, ગભરાએ છે પાપીઓ.
૨ જુઓ આવનો ન્યાય કરનાર. તાજ પેહેરીને માથાપર;
સિપાઈને જે છે રાહ જોનાર, સુખનું વચન આવશે ભર,
પ્રિય ત્રાતા પ્રિય ત્રાતા, મને પણ તું કબુલ કર.
૩ આવશે ઈન્સાફ દહાડો જયારે; રે પાપીઓ શું કરશો;
નિરાશ થઈને તમે ત્યારે, બાપના હાલથી કેમ ફરશો.
રે પાપીઓ રે પાપીઓ, નરકની આગમાં પડશો.

---

## ૮૪

### *Why wilt thou die?*

૧ અરે પાપી, તુ પામસે મારી,
જો અંધકારમાં ચાલતો હશે. પડશે બોજ તારો,
ને થશે સાંજે. જયારે ઇસુની પાસે જશે.
ટેક—રે તુ કેમ મરશે? તુ કેમ મરશે?
પાપી, પાપી કેમ?
૨ પાપથી થાકેલા, દુઃખથી ભરેલા;
પુરો આનંદ ચાહેછે પામવા, શાન્તિ જે ત્રાતા;
આપેછે સદા, તારાં પાપ ને દુઃખ નાશ કરવા.
૩ મરણ છે પાસ, લેવા તારો શ્વાસ,
સૈતાન તને બાંધવા છે તઈયાર, કરીશમા વિલંબ.
પણ આવ તું એકદમ, જયાર છે તારે લીધે તારનાર.
૪ દુઃખ ભયંકર, આવશે તારાપર;
જયારે જગ્યા નહીં મળે સ્વર્ગમા, સદા રહીશ બહાર.
જયાં છે અંધકાર, પામવા કષ્ટ અનંત કાળ નરકમાં.

કે બધા લોક આ જગતમાં સઘળા પાપથી છુટા રહે.
દેવનો હુકમ એવો છે કે, તમે પવિત્ર થાઓ,

## ૮૫

*Full Salvation.*

### પૂરી મુક્તિ.

૧ પૂરી મુક્તિ, પૂરી મુક્તિ; ઉઘાડેલો છે ઝરો.
વહેછે ત્રાતાની કુખથી, સર્વ માનવી જાત કાજ ખરો.
પૂરી મુક્તિ,—લોહીની ધારને વહેતી જો.

૨ મહીમાવાન પ્રકટીકરણ. શુદ્ધ કરનાર લોહી વહેછે,
ભુંડાઈને કરી હરણ, મન મારૂં સાફ કરેછે.
પૂરી મુક્તિ,—માલમ પડનાર ઠરેછે.

૩ પ્રેમની ધાર અજીત ચાલેછે, અંતઃકરણની માંહી;
વિચાર, ઇચ્છા, કરણી સદા, શુદ્ધ રખાએ છે તેથી.
પૂરી મુક્તિ,—પાપના જોરને દોસ થકી.

૪ અનંત જીવન, પરમ આત્મા, મારા મનમાં છે વસનાર;
ઇશ્વર સાથે અરૂપ થઈ, આનંદ છે મારો અપાર;
પૂરી મુક્તિ,—એવો છે ખ્રિસ્તનો કરાર.

---

## ૮૬

*All things are possible.*

૧ જે વિશ્વાસ રાખે ઇસુપર, સઘળા છે શક્ય તેની પાસ.
પ્રભુ ઇસુ, સંદે વગર તારી ઉપર કરૂં વિશ્વાસ.
હું જાણું છું થઈ ખાત્રી કે સરવ છે શક્ય પાસ મારી.

૨ મારાથી પાપ વિના રહેવાય, ઈસુપર વિશ્વાસ રાખવાથી!
આ વાત સૌથી અશક્ય દેખાય, તોપણ થશે કીરપા થકી.
જો ઇસુ છે સરવ શક્તિવાન તો મને શક્ય છે આ દાન.

૩ મારામાં ઈચ્છા દેવની થાય ત્યારે તેના જેવો થાઇશ
ને વિચાર વાત ને કામની મહાય નહીં કરૂં પાપ પણ શુદ્ધ રહી શ
ને સાહેદી પુરૂં સરવ ઠેકાણ કે ઇસુ છે સરવ શક્તિવાન.

ને ત્રાતા દેવની રામ ફરે. કે તેઓને તે માફ કરે.

૨ આતુરતાથી કરીશ લડાઈ, ને શી ફીકર [illegible]
જો લોક નરકથી બચી જાય, તો બહાદુર [illegible]
જીવ જાય તો નહીં કરૂં દરકાર, [illegible]

૩ જે હોય મારી કને સોંપુ, આગળ ચાલવા તારૂ [illegible],
ને તારે વાસ્તે લડીશ હું, તારામાં કરાવીને હામ;
પાપી લાવું ત્રાતા શરણ, જેણે પાપી કાજ સહ્યું મરણ.

---

## ૮૯

*Oh the bitter shame and sorrow.*

૧ રે, કે એવો વખત થયો, જ્યારે ખ્રિસ્તથી હું ફરયો.
પ્રેમ તેનો અફળ કરીને, ને સ્વાર્થ મારૂં સર્વ સાધી;
ખ્રિસ્તને ના કબુલ કરયો.

૨ જ્યારે ક્રુશપર તેને જોયો, દુઃખમાં મારે કાજ મરતો;
મન મારૂં ત્યારે બદલાઈ. પાણી જેવું નરમ થયું;
ખ્રિસ્ત દેવને કબુલ કરતો.

૩ આકાજના ઉંચાણથી ઉંચો, સૌથી ઉંડો ને અપાર,
પ્રેમ તારો મને છે જીત્યો, સ્વાર્થ મારો સર્વ મુકીને.
ખ્રિસ્તને હું કબુલ કરનાર.

---

## ૯૦

*Oh for a heart to praise my God.*

૧ હે કે મનથી દેવની સ્તુતિ, હું સદા ગાઉં ભરપુર;
ને તેની ભક્તિ ભાવ કરી, સધળા પાપથી રહું દૂર.

૨ હે કે મનથી સધળા ઉપર, હું કરૂં પુરી પ્રિત;
ઇસુ જેવો દેવ મને કર, જે થયો છે પ્રાશ્ચિત;

૩ હે કે મનથી હું કરૂં કામ કે સધળા બચી જાય,
ને જગતમાં ઈસુનું નામ, છેડા સુધી સંભળાય,

૪ એકે નરમ મન દેવ આલ મને, જેમાં છે પ્રેમ અપાર,
જ્યાં સધળા પસંદ છે તને, ને ઈસુ છે વસનાર.

---

૫૧

*Refining fire go through my heart.*

૧ ઈશ્વર મારા તને ખોળયું, ને તને નહીં છોડીશ.
જયાં સુધી તું પુરી મુક્તિ, મુજમાં નહીં દેખાડીશ.

૨ હેક આકાશથી આગ પડી, ખાખ કરે પાપનો ભાવ;
આવ દેવનો આત્મા મારા પર. પવિત્ર આત્મા આવ.

૩ મારા મનમાં આવ સંશોધક, હાલ મારાં પાપ દૂર નાંખ;
થાઉ મારા મનનો શોધક. તેમાં તું કર પ્રકાશ.

---

૫૨

*White—white whiter than the snow.*

૧—હીમ કરતાં સાફ—થયો હું પવિત્ર, ને ચાલું છું સ્વર્ગના માર્ગ પર,
ટેક—સાફ, સાફ, સાફ છું હું હીમ કરતાં છુ સાફ.

૨—હીમ કરતાં સાફ.—અંધકારથી નીકળ્યો,
અજવાળું થયું ને ઉદ્ધાર જે મળ્યો;

૩—હીમ કરતાં સાફ,—પાપનું કલંક ગયું;
સ્વર્ગી પ્રકાશ જેવું મન સાફ થયું;

૪—હીમ કરતાં સાફ,—પ્રભુના બલ વડે.
મનમાં જે શુદ્ધ તે દેવ પાસે ચડે.

---

૫૩

*Down in the Garden.*

## ગેથસેમાની વાડીમાં

૧ અંધકાર હતો ગેથશેમાની. તારી વાડી માંય,
જયારે જગતત્રાતા ઈસુ; કરતાં પ્રાર્થના સંભળાય,
(૧) ટેક—ગેથસેમાંની માંય. સાંભળો શોકનો અવાજ;
ત્યાં પ્રભુને રડતાં જુઓ, પ્રારથના કરતાં આપણે કાજ,
(૨) ટેક—પ્રભુ મારા ત્રાતા, સાથે રડવા દે;
દયા તારી દેવના દીકરા, મારી ઉપર આવેછે,

૨ આગ્રહથી પ્રાર્થના કરેછે, કષ્ઠી થઈને બહુ,
ને લોહીના જેવો પરશેવો. પડેછે જમીનપર.

૩ એટલો દુઃખમાં તેને જુઓ. શિષ્યોથી નહિ કહેવાય
પણ જેટલું દુઃખ તેણે વેઠ્યું, આપણાથી નહીં કહેવાય,

---

## ૯૪

*Only Thee.*

૧—કેવલ તુજ, મનપર હેત કરનાર, પાપથી મને બચાવે;
બીજો કોણ જે તારા જેવો, મુક્તિ માર્ગમાં લાવે.
ટેક—કેવલ તુજ, પ્રિય ત્રાતા, કેવલ તુજ.

૨—કેવલ તુજ છે સત્ત બતલાવનાર; તારા હાથોને ઝાલું,
તારી ઇચ્છા કરનાર થઇ, તારા પગલામાં ચાલું.

૩—કેવલ તુજ, ઓ પ્રિય ઇસુ. છે મારા મનનો અજવાળ.
તુ છે મારો હું છું તારો, હાલમાં અને સદાકાલ.

---

## ૯૫

***Blessed Lord in Thee is refuge.***

૧ પ્રિય દેવ તુજમાં છે ઇલાજ, મારે વાસ્તે સમાધાન;
બલ મારા ધ્રુજતા મનને કાજ, જ્યારે આસપાસ છે તુફાન,
પાછલ ચાલુ, તું છે મારો આગેવાન.
૨ વારંવાર મનમાં શક લાવી, હું થયો છું અવિશ્વાસ;
પણ તારી ગમ ફરી આવી, કરૂં મારા શકનો નાશ.
પ્રિય ઇસુ તુજપર રાખું પુરી આસ.
૩ વિશ્વાસ જેથી વિજય આવે, આજથી સદા મારો થાય,
જે યુદ્ધને બદલી જય લાવે, જ્યારે હાર પાસે દેખાય,
વિશ્વાસ અજીત, હામ ઠરાવી ખ્રિસ્તની માંય.

---

## ૯૬

*There shall be showers of blessings.*

૧—આશીર્વાદની વરસી વરશે, આખી પૃથ્વીની ઉપર.
હાલ દેવ વચન પુરૂ કરી, આશીર્વાદથી હમને ભર.
ટેક.—આશીર્વાદ વરસાવ, આશીર્વાદ વરસાવ જરૂર,

ફરપા આસપાસ વરસેછે, પણ આશીર્વાદ વરસાદ માગુંછે
૨ આશીરવાદની વૃસ્ટી વરસે, દેવ સર્વપર કરશે પ્રકાશ,
ને લાચાર પાપી પાપ મુકી, ઈસુપર કરશે વિશ્વાસ,
૩ આશીર્વાદની વૃસ્ટી વરશે. હાલ જોઈએ તેની વાટ.
હાલ બલ તારૂ દેવ દેખીએ, જેવા કરીએ છીએ પ્રાર્થ.

---

૯૭

*Mh heart is now whiter than snow,*

૧ ઈસુની સેવા કરી, મન મારૂ નીત શુદ્ધ રહે,
ને મને સદા થાય ખાત્રી, કે ઈસુ માય વશે!
જાણું છું ઈસુની વાતથી, પાપથી છોડાવે છે,
ને તેના બલ ને પ્રેમ થકી. મને બચાવે છે.
ટેક—મન મારૂં છે હીમ કરતાં સાફ, ને ઇસુ તેમાં છે વસનાર;
પાપ મારાં સઘળાં થયાં માફ, ને મળ્યો છે પુરો ઉદ્ધાર;
૨ ઘણા કહેછે કે પાપથી દુર. કોઇથી નહી રહેવાય,
પણ વાત છે અચરતની જરૂર, જ્યારે રસ્તો સાફ દેખાય.
જો ઇસુ બલ મને દે છે, ને તેના હાથમાં થાઉં,
ને તે મને પકડી લે છે. કેમ પાપમાં પડી જાઉં.

---

૯૮

*Never mind me.*

## કંઇ ફિકર નહીં.

૧ તમારી ઉપર લોક દ્વેષ કરે. કંઇ ફીકર નહીં;
આબરૂ વગર તેઓ ગણે તમને, કંઈ ફીકર નહીં.
જગત લોક કહેશે કે નાત નીચીછે, તેની પારો હમે નહીંજઇએ
ઇસુ જાણે છે તમને નહીં ભુલશે. કંઇ ફીકર નહીં.
૨ જો સૈતાન તમને કેદમાં નાંખે છે, કંઇ ફીકર નહીં;
ને પાપી લોક પથરથી મારે છે, કંઇ ફીકર નહીં.
ઈસુને લીધે તમે ઉભા થાઓ, હમેશાં મુક્તિકાજમાં સ્થિર રહો
આકાશમાં તમારૂં ઘર છે ખરૂં. કંઇ ફીકર નહીં.

---

૯૯

*Jesus, I my cross have taken.*

૧ ઇસુ વધસ્થંભ લઇને, તારી પાછળ ચાલું છું;
રાંકડો તથા નમ્ર થઇને, તારો સેવક થાઉં છું;
૨ મરો મત અહંકાર. જગના છંદ તથા અજ્ઞાન;
તોપણ મારી હાલત સારી, મને દેવનાં ઘણાં દાન;
૩ મારા આત્મા જાણી મુકિત, કાઢી મુકજે પાપી ડર;
ને કરીને સંતુષ્ટ મુક્તિ, જે કરવાનું છે તે કર.
૪ જાણી તને ફેરો આત્મા. જાણી પ્રભુને પ્રસન;
કુશળ થજે તેના હાથમાં, રાખજે પુત્રરૂપી મન;

---

૧૦૦

*Would Jesus have the sinner die?*

૧ જો ઇસુ એમ નહી ચાહેછે. કે લોક પાપથી મુક્તિ પામે,
આ કારણથી થયું પ્રાયશ્ચિત, ને વૈરી ઉપર કરી પ્રીત.
પ્રાર્થના કરી વધસ્થંભપર, કે "બાપ તું તેઓને માફ કર";
૨ પ્રિય પ્રાશ્ચિત થએલું દયાવાન, તારૂં મોત છે મારૂં કલ્યાણ,
તારૂં મોહોટું નામ હું દેખાડું, ને સઘળા લોકને સમજાવું.
કે આખી પૃથ્વીપર સાંભળે, તું એવો મુક્તિદાતા છે.

---

૧૦૧

*Oh the blood to me so dear.*

૧ જે માફ કરે છે પાપ સઘળાં, ને આપે છે શાંતિ,
ને આત્મા કરે છે સાજો, તે છે ખ્રિસ્તનું લોહી;
ટેક—રે તે લોહી કેવું મુલવાન; શુદ્ધ કરજો આખું હિંદુસ્થાન;
તેથી છું ખરીદેલો, પામું છું પાપથી છુટકો.
૨ બલ સૈતાનનું જે છે કાઢનાર, અંતઃકરણમાંથી;
ને શુદ્ધ રસ્તો છે દેખાડનાર, તે છે ખ્રિસ્તનું લોહી.

---

## ૧૦૨

*Precious souls are dying.*

૧ ઘણા લોક મરે છે, મને શુદ્ધ કરો બાપ.
તારૂં નામ પ્રગટ કરૂં. બળતું મને આપ.
લડાઈ ચુકેછે,-શેતાનનું રાજ પડશે.
ઇસુ ખરો તારનાર, અંત સુધી ટકશે.
ટેક—આખું મન સોંપુંછું, દરેક રોજ;
જે જે થાય, પાપીને તારવા.

૨ વચનથકી જીવનીને, પાછળ ચાલુછું;
ઇસુ આગેવાન છે શાથી બીહીશ હું;
વૈરી સામા ફરે, માબાપ મુકી દે;
તું છે મારો તારનાર. મને નહી મુકશે.

૩ જો આ કઠણ યુદ્ધમાં, પામીશ હું મરણ.
સ્વર્ગના સુખમાં જઈશ, ઇસુને સરણ.
ઈસુએ મોત સહ્યું પાપીઓને કાજ;
માટે અંતકાલ સુધી સાથે કરીશ રાજ,

## ૧૦૩

*Jesus, Jesus, precious Jesus.*

૧ પ્રિય ઈસુ તું મારો છે, અને હું પણ તારો છું;
આખું મન તને સોંપુંછું, અંત સુધી તારો થાઉ.
ટેક—ઈસુ, ઇસુ પ્રિય ઈસુ, હું તારો છું તું મારો છે;
ઈસુ, ઇસુ પ્રિય ઈસુ, તારી પાછળ હું ચાલીશ.
૨ આખું જગત મને મુકે, તું મને તો નહીં મુકશે
મારાં વૈરી થાએ. અંત સુધી તું મિત્ર છે;
૩ ઈસુ ખરો તારનાર છે; તમારૂં મન તેને આપો;
તેને માનીને મુક્તિ લો, અંત સુધી તેમાં રહો;

---

## ૧૦૪

*O spotless lamb.*

### નિષ્કલંક ઇસુ

૧ હું આવુંછું નિષ્કલંક ઈસુ, તારાથી નહીં રહુ દુર;
પાપની સાંકળ તોડો પ્રભુ, મારાં પાપ કરો દુર,

ટેક—મારાં પાપ કરો દુર, મારાં પાપ કરો દુર,
હું આવું છુ નિષ્કલંક ઇસુ મારાં પાપ કરો દુર,
૨ પાપનો બોજ થયોછે ભારી હે પ્રભુ મને બચાવો.
આપો મને શાન્તિ પુરી, શુદ્ધતા પણ મનમાં દો.
૩ તારા લોહીમાં નાહીને. સાફ થઈને પામું હું હામ;
વિશ્વાસના હાથો ધરીને, જાઉંછું સ્વર્ગી ધામ.
ટેક—હવે હું છું સફેદ, હવે હું છું સફેદ
તારા લોહીમાં નાહીને, હવે હું છું સફેદ.

---

## ૧૦૫

*What shall I do to be clean?*

૧ સફાઈ પામવા શું કરૂં? પાપ કરવાથી છે મન થાકેલું;
સહે તથા ભય. તથા સઘળા પાપથી
મારૂં મન દુઃખથી છે ભરેલું. હું શું કરૂં;
સફાઈ પામવા શું કરૂં?
૨ સફાઇ પામવા શું કરૂં,
માણસ પાપ વગર જગમાં કેમ રહે.
છુટકો પામીને, દેવની સેવા કરે;
મુક્તિ પુરી શીરીતે થશે? હું શું કરૂં?
સફાઈ પામવા શું કરૂં?
૩ સફાઇ પામવા શું કરૂં?
ઇસુ પાપથી તારવા મુઓછે, તેની પાસે જઈશ,
તેના લોહીમાં નાહીશ, ને પાપપર મને જય પમાડશે
આ હું કરૂં. ઈસુની પાસે હું જાઉં.

---

## ૧૦૬

*If the cross we boldly bear.*

૧ હે મારા તારનાર તારો પ્રેમ છે પુરોછે અમર.
તે પ્રેમ અપાર, અનંત. અવસ્ય, દેખાડયો મારાપર
ટેક—વધસ્થંભ જો ઉચકીશું, હમે મુગટ પામીશું,

## ૧૧૧

### *Jesus lover of my soul.*

૧ ઈસુ મન પર હેત કરનાર, તું છે મારો વિશ્વાસ સ્થાન,
જ્યારે આસપાસ છે અંધકાર, ને જોર કરે છે તુફાન,
દયા રાખી મારા પર, તુફાનથી મને બચાવ.
અંતે મારો કબજો કર, તારા રાજમાં મને લાવ,
૨ કૃપા પુરી જે છે તારી, મારાં પાપ મટાડે છે.
સફાઈ પુરી જે છે મારી, તારા લોહીથી થાએ છે,
ઈસુ મન પર હેત કરનાર. તું છે મારો વિશ્વાસ સ્થાન;
જ્યારે આસપાસ છે અંધકાર; ને જોર કરે છે તુફાન;

---

## ૧૧૨

### *Come in my Lord.*

૧ મહી આવ પ્રભુ મહી આવ, મન મારામાં તું વસ,
મહી આવ ને લોહીથી શુદ્ધ કર, તુ મારાથી ના ખસ.
તારો સંપુરણ પ્રેમ. મારા મનમાં વધાર,
તારા વગર શાંતિ થાય કેમ, મારામાં તું પધાર.
ટેક—મહી આવ પ્રભુ મહી આવ, મન મારામાં તું વસ.
મહી આવ ને લોહીથી શુદ્ધ કર, તું મારાથી ના ખસ.
૨—મહી આવ પ્રભુ મહી આવ. તારૂં બલ કર પ્રકાશ;
આવ ને મને પાપથી બચાવ, જુઠાઇનો તું કર નાશ;
તારાં સઘળાં વચન, પ્રભુ તું પુરાં કર.
કે સઘળા લોક ટેકે દીચણ, આખી પૃથ્વી ઉપર.
૩ પ્રભુ તું છે આવનાર, મને લાગે છે એમ;
વાણી તારી હું સાંભળનાર; "આપું છું પુરો પ્રેમ".
આકાસ પૃથ્વી ઉપર, ઇસુને મહિમા હો.
કે મારા અંતઃકરણમાં, તું વસનાર છે ખરો.

---

## ૧૧૩

*Follow, follow. I will follow Jesus.*

૧ જ્યારે લડાઈ વધારે ને વૈરી કરે જોર;
સાૈથી આગળ ચાલનાર થાઈ. ઈસુ હમને દોરી
ભય મુકી દઈને જઈએ જે જોખમનું છે સ્થાન;
ચાલીએ તારી પાછળ ઈસુ આગેવાન.

ટેક—તારી પાછળ, પાછળ હું ચાલુ છુ. જે જગ્યા જે દીશા હુકમ આપેતુ
તારી પાછળ પાછળ હું ચાલુ છુ, જે દીશામાં હુકમ તારો ઓપ્રભુ

૨ હમારા કરતાં તું પણ છે ભારે કષ્ટ વેહનાર.
માટે જેમ હુકમ આપે તેમ થાઈશું ચાલનાર.
જે રસ્તામાં ચાલીએ છીએ તું ગયો છે ઈસુ;
એ માટે હમે તારી પાછળ ચાલીશું.

૩ એકલીજ સાક્ષી આપવાથી, પ્રતિ નહીં દેખાડું.
પણ ચાલમાં કરણીઓથી ગ્રાગાને સમજાવું;
રસ્તામાં હશે ઘણુંજ દુઃખ ને દેહ પાછી હઠે,
પણ તારાથી બળ પામી આગળ ચાલીએ,

---

## ૧૧૪

*My comrades dear, who love the Lord.*

૧ પ્રભુને પ્રેમ કરનાર મિત્રો, ને ચાખનાર ઈસુની વાતો.
ચાલો તેના માર્ગમાં, જગમાં છે તકલીફને દુઃખ;
સ્વર્ગમાં વધારશે આપણું સુખ, જ્યારે જઇએ વૈકુંઠમાં.

૨ હવેથી આકાશ છે સરૂ, રાજ્યાસનથી છે વહેતું:
ખ્રિસ્તના રાજ્યાસનથી, આવે છે જેમ પાણીની રેલ,
પીતા પીતા છીએ ભરેલ, તો પણ છીએ તરસ્યા,

---

## ૧૧૫

*Oh speak, while before Thee I pray*

૧ પ્રિય ઈસુ જગત ત્રાતા, રહેનારછું હમેશ તારી પાસ;
જે આસા છે મારા મનમાં, તારા પ્રેમથી કરજે પ્રકાસ.

# યુદ્ધનાં ગીતો.

## સેતાન ને પાપ બહુ જોર કરેછે
## પણ મુક્તિફોજ જગતને પાપથી તારવાને લડેછે.

૧૨૦

*Stand like the Brave.*

૧ સિપાઇઓ જાગો, હાલ દિવસ છે યુદ્ધનો,
ટોપ પહેરીને ઢાલ ને તલવાર હાથમાં લ્યો;
વૈરીની આગળ હીમ્મત પકડીને આવો;
બહાદુર જેવા વૈરી સામા ઉભા થાઓ.

૧. ટેક—બહાદુર જેવા, બહાદુર જેવા,
બહાદુર જેવા, વૈરી સામા ઉભા થાઓ.

૨, ટેક—મારે ફોજ જય, મારે ફોજ જય,
મારે ફોજ જય, ક્રુસના લોહીથી.

૨ આસપાસ અંધકાર હોય, ને વધારે શત્રુ,
પણ કૃપા વધારે તમને આપશે ઇસુ.
જોખમના સ્થાનમાં નિરભયતાથી ગીત ગાઓ,
બહાદુર જેવા વૈરી સામા ઉભા થાઓ.

---

૧૨૧

*What never run away?*

૧. જગ તારવા હમે ચાહીએ છીએ, જોર કરેછે શત્રુ;
ન થાકીએ પણ લડીને, હમે કદી નહીં નાહાસીશું.

ટેક—તમે નાહાસી જશો શું? કદી નહીં નાહાસીશું;
સેતાનની સાથે લડીશું, ને કદી નહીં નાહાસીશું.

૨. છે આગને રક્તથી યુદ્ધ સક્ત, સેતાનને મારીશું;
દેવ હમારી સાથે છે, હમે કદી નહીં નાહાસીશું.

૩. ધજાની તળે લડીશું, ઈસુને માનીશું;
જેમ તે મુઓ જગને લીધે, હમે કદી નહીં નાહાસીશું.

*Storm the forts of darkness.*

૧. મુક્તિના સિપાઈઓ યુદ્ધનો દિવસ આ છે.
વૈરીઓમાં શું ઉંઘસો? જય મળશે લડનારને.
જ્યારે લોક નાશ થાએ છે, રેહેશો શું ત્યાં બેશીને?
ફોજની ધજાની તળે લડો ઈસુને લીધે.
ટેક—રાજ સેતાનનું પાડો કરો નાસાનાસ, અંધકારનું રાજઉઠાવો
જે જગ્યા તેને જેસો રાજ શેતાનનું પાડો કરો નાસ.
સ્તુતિ સદા થાઓ ઇસુને મુક્તિદાતા જે હમારો છે.
સ્તુતિ ને મહિમા થાઓ, સદા થાઓ ઈસુને.
૨. નરકની સેના જુઓછો કેમ તે જોર કરે છે,
તે લોકોની ગણતરી કોણ જે નાશ થયા કરશે?
સાંભળો તેઓનો પોકાર. "કોણ મટાડશે પાપનો ભાર.
કોણ હમારો છે તારનાર, કોણ હમને મુક્તિ આપસે?"
૩. મુક્તિના સિપાઈઓ, ફોજમાં જે લડનારા.
જય સન્ત ગુરૂની બોલો, જીતીલો હરએક જાતને.
ચાલો ફોજ ચઢાવીને. લોહીને આગની તળે,
વૈરી નાહાસી જાએ છે, જય જય થાએ છે ઇસુને.

---

## ૧૨૩

*As we go marching to glory.*

૧ મુક્તિ ભક્ત ને 'પૂરી' તાણી કરો પોકાર,
જગના છેડા સુધી સર્વ, સાંભળે આ સમાચાર;
ને અજવાલ પ્રકાશે સર્વપર, ને જતું રહે અંધકાર.
ત્યારે સ્વર્ગમાં ચાલીશું.
ટેક—આગળ, આગળ ચાલે છે ફોજ મુક્તિ,
લડો, લડો, કે સર્વ બચે દુખથી, ને આખી પૃથ્વી થાય ભર
પરમેશ્વરના સુખથી, ત્યારે સ્વર્ગમાં ચાલીશું.
૨—દેશે દેશ ને ગામે ગામ. ફોજમાં ચાલો સિપાઇ,
આ કીર્તીવંત દેવને કાજ, સદા કરો લડાઇ,
કે સઘળા કુલ ભક્તિ ભાવથી, જલદી જશે ભરાઇ,

*War ! War ! War !!!*

૧ યુદ્ધ, યુદ્ધ, યુદ્ધ, યુદ્ધ છે મુક્તિ ફોજમાં.
યુદ્ધ, યુદ્ધ. યુદ્ધ સેતાનની સાથે યુદ્ધ.
લોહી ને આગ, લોહી ને આગ, નરકની ફોજ આવે છે.
લોહી ને આગ, લોહી ને આગ. સામા ચાલીએ હમે.
નાશ કરવાને તેઓ આવે છે, રોકીશું પણ હમે તેઓને,
લોહી ને આગ હમારો પોકાર છે, મુક્તિ ફોજ જીતી લેશે.
૨ જય. જય. જય, જય છે મુક્તિ ફોજમાં
જય, જય. જય, ઈસુના નામથી જય.
ઢોલ બજાવ, ઢોલ બજાવ અને બીંગલ વગાડો;
આગળ ચાલો આગળ ચાલો, ફોજની ધજાની તલે.
શેતાનનું રાજ પાડી નાંખીએ, પાપી લોકો નાશથી બચશે,
દુઃખ ને સંકટ સર્વ મટી જશે, ને ઈસુ રાજ કરશે.

---

૧૨૭

*The Salvation Army is marching along.*

૧. સિપાઈ આવેછે પાસેથી ચારો,
યુદ્ધને વાસ્તે વાગે છે વાજીંત્રો.
યુદ્ધ તો કઠણ છે પણ તલવારને લ્યો,
મુક્તના સિપાઈઓ બધા યુદ્ધમાં ચલો,
ટેક—યુદ્ધમાં ચલો યુદ્ધમાં ચલો
મુક્તના સિપાઈઓ બધા યુદ્ધમાં ચલો,
ઈસુને જય છે જંગીપોકાર,
મુક્તના સિપાઈઓ બધા યુદ્ધમાં ચલો.
૨. ધજાની તલે લડવા થાવ તઈયાર,
સરવ પાપથી છે મુક્તિફોજનો પોકાર.
દુશમન જોર કરીને, સામા આવતા જો,
મુક્તના સિપાઈઓ બધા યુદ્ધમાં ચલો.
૩. આવો મુક્તિફોજમાં વિલંબ ના કરો.
અરપણ થવાનો વખત જાય છે ખરો.
લડાઈ વધે છે પણ બીક ના રાખો,

મુક્તિના સિપાઈઓ બધા યુદ્ધમાં ચલો.

૪. આવો મુક્તિફોજમાં દેવ જય પમાડશે;
સરવ જાતના લોકો ઈસુને નમશે,
ઈસુ જગતત્રાતાને સદા જયકાર હો.
મુક્તિના સિપાઈઓ બધા યુદ્ધમાં ચલો.

---

૧૨૮

*The day of victory's coming.*

૧ ગુજરાતમાં બહુ વરસથી, ચાલે છે બહુ યુદ્ધ;
સેતાન ને તેના દુતો. છે સરવદા વિરૂધ.
ઈસુને લીધે તમે, લડો મરણ સુધી;
જય મળશે હમને થોડી વાર પછી.

ટેક—છે જયના દિવસ આવનાર, આવનાર છે વારંવાર,
જ્યારે મુક્તિની ધ્વજ તળે, છે બધા લોક ચાલનાર.
હે મુક્તિના શુરા સિપાઈઓ, મરણ સુધી લડો;
જય મળશે હમને, થોડી વાર પછી.

---

૧૨૯

*Pull, soldiers pull.*

૧, ફોજમાં ઘીએ લડનાર, કપતાન છે ઈસુ.
સર્વ પાપથી હમને બચાવે છે.
જગતનું અજવાળું પ્રગટ કરીશું.
ઈસુ ખરો તારનાર છે.

ટેક—લડો સિપાઈ લડો. લડો મરણ સુધી,
લડો સિપાઈ લડો, મુગટ પામીશું પછી;
પ્રાર્થના કરતા લડો ગ ન પણ ગાઇને,
રાત ને દિવસ લડીશું હમે

૨. બીંગલને વગાડો, ફોજની તલવાર ચલાવો;
ઈસુ પાપથી તારી શકે છે,
લોહી ને આગની ધ્વજ ઉંચી કરીસું;
આગળ ચાલો ફોજ ચડાવીને

૩. વઈરીઓ વધારે, તો પણ લડીશું;
ઇસુ પર ભરોસા રાખીને.
બધારાઓના ઉપર, જય તો પામીશું;
આખું જગત જીતીશું હમે.

---

## ૧૩૦

*Strike, strike for Victory.*

૧ જય પામવાને લીધે, મુક્તિના સિપાઇઓ;
હથીઆર પહેરીને, તલવાર ચલાવો.
આખી પૃથ્વી ઉપર, ઝન્ડા ઉંચા રાખો,
દેવનું રાજ સ્થાપન થાએ, ત્યાં સુધી લડો.
ટેક—જય પામવાને લીધે મુક્તિના સિપાઈઓ,
જય પામવાને લીધે હમેશાં લડો.
જય પામવાને લીધે અંત સુધી ટકો,
ઈસુ આગેવાન જય મળશે ખરો,
૨—જય પામવાને લીધે. ક્રુસના સિપાઈઓ,
સુખ ભોગ મુકી દઈને, વખતસર ઊચકો;
પેહેરો ટોપ મુક્તિનો, આત્માની તલવાર લો,
જીવતાથી જીતવાને. ખ્રીસ્તને લીધે લડો,

---

## ૧૩૧

*We'll roll the old chariot along.*

૧ મુક્તિ ફોજનો રથ અમે દોડાવીશું,
તેને કદી નહી રોકીશું
૨ તારી મદદથી પ્રભુ અમે દોડાવીશું, તેને કદી નહી રોકીશું;
૩ આખા મનથી ઓ સિપાઈઓ તેને દોડાવો,
ને કદી નહી રોકીશું,
૪ જો શેતાન આડો થાય તેપર દોડાવીશું,
તેને કદી નહી રોકીશું.

---

## ૧૩૨

*We'll be heroes.*

૧ બાહાદુર થાઈસું, બાહાદુર થાઈસું, જ્યારે યુદ્ધ કઠણ થાય;
જ્યારે બારે તોફાન વધારે થાય, હીમ્મત બહુ વધારશી,
હીમ્મત બહુ વધારશી.

પ્રભુથી પ્રભુથી.

૨ છુટી થઈસું, છુટી થઈસું, ઇસુના લોહીથી.
અને મરણ સુધી નહીં નાહાશીસું જ્યારથી જય નહી મળે.
જ્યારથી જય ના મળે,

પ્રભુથી પ્રભુથી.

૩ ઉપર જાઇસું. ઉપર જાઇસુ, રસ્તુ પણ નહારો છે.
સુરવીરના જેવા લડીસું. જ્યારથી સ્વર્ગ નહી મળે,
જ્યારથી સ્વર્ગ નહીં મળે.

પ્રભુથી પ્રભુથી

૪ હાલેલુયા. હાલેલુયા, પ્રભુના વાહલા છીએ,
બખતરબંધ ચમ લેઇ, યુદ્ધ કરીસું; પાપ ને સેતાન સાથે,
પાપને સેતાન સાથે

મરણ સુધી મરણ સુધી

---

## ૧૩૩

*We're marching on to war.*

૧ ફોજ મુક્તિની ચાલે છે, ઘેરવા સહુ જગતને.
લોહીને આગની ધજાથી, લોક અચરત પામે છે,
પસંદ કરે ન લુગડાં. સૈન્યાવેસ છે ના મંજુર
ને જેટલાં હમે કીધાં કામ, નકામાં છે જરૂર.

ટેક—પણ હું યુદ્ધમાં જાઉંછું, જો બકે લોક તો શી ફીકર;
હું યુદ્ધમાં જાઉંછું. મશી જે મુક્તિદાતા,
હમારો છે સરદાર. યુદ્ધ બંધ થાય જ્યારે બધા લોક,
છે તેના તાબેદાર;

૨ સેંકડો વૃદ્ધ ને જુવાન, સઘળી જાતના લોકો;
આ યુદ્ધમાં અરપણ થઈને, ગાએ છે આ ગીતો;
જય, જય જગતના તારનાર, નામ તારૂં પ્રગટ કર;

સ્તુતિ ને મહિમા તને હો, આખી પૃથ્વી ઉપર.

## ૧૩૪

*All hail! I'm saved.*

૧. જયસ્તંભના સિપાઇઓ, યુદ્ધમાં ચાલો,
બધી ચીજને ધૂળ ગણો, યુદ્ધમાં ચાલો.

ટેક—જય જય ઇસુ જય જય ઇસુ, તું છે મારો મુક્તિદાતા;
જય જય ઈસુ જય જય ઈસુ, તું છે જગતત્રાતા.

૨. લડો વિશ્વાસની લડાઈ, યુદ્ધમાં ચાલોઃ
ત્યારે ઈસુ આપશે જય, યુદ્ધમાં ચાલો.

૩. ઈસુ દેવના નામ થકી, યુદ્ધમાં ચાલો;
નરક સાથે સામા થઈ, યુદ્ધમાં ચાલો.

---

## ૧૩૫

*Right away.*

૧. હર ગામ ને દેશમાં સેતાન છે.
પણ મુક્તિફોજ જીતી લેશે—તર્તાતર્ત

ટેક—ઈસુને લીધે લડીશ, લડીશ, લડીશ!
હર ગામ ને દેશમાં હું મળીશ.
ને તેને લીધે લડીશ; લડીશ. લડીશ,
મોત સુધી સદા લડીશ,
ઈસુની પાસે આવો! આવો, આવો!
ઈસુની પાસે જલદ આવો,
ને પાપની માફી પામો. પામો, પામો,
તર્ત પાપની માફી પામો.

૨. ઉત્તર દક્ષિણ લડીશ સેતાન સાથ,
ને પુરવ પશ્ચિમ, દિનોરાત—તર્તાતર્ત!

૩. હમારી ફીકર એકજ છે,
કે બધા લોક મુક્તિ પામે—તર્તાતર્ત!

૪, જો હમણાં માફી પામે કોઈ,
તો આપે સાક્ષી પોતાની—તર્તાતર્ત!

૫. પુરૂષ ને સ્ત્રી, છોકરાં પણ,
સિપાઇ થાય હરએક જન—તર્તાતર્ત!

૬. ચલમમાં મારા મેં તમાકુ,
હું છોડીશ લોભ ને બંગડી—તર્તાતર્તે!
૭. હું છોડીશ બીડીઓ ને દારૂ,
ને ભાંગી હુક્કો ને તમાકુ—તર્તાતર્તે!

---

## ૧૩૬

*Fire away.*

૧ મુક્તિના સિપાઈ ભરપુર આનંદથી, લડાઈથી થાકી ના જાઓ;
તોપ મુક્તિની તૈયાર કરી, વિશ્વાસથી તોપ ચલાઓ.
ટેક—મુક્તિ ફોજ સાથે હમે, આગળ આગળ ચાલીએ,
સેતાનથી નહીં ડરીએ, પણ તોપ ચલાઓ,
તોપ ચલાઓ, આમેન, તોપ ચલાઓ, આમેન;
વારંવાર ચલાઓ, આ મુક્તિ તોપથી, બહુ મરી જશે વેરી.
મુક્તિ તોપ વારંવાર ચલાઓ.
૨ મુક્તિના સિપાઈ દિવસ રાત્રે, ઈસુને માનનાર થાઓ;
આપે છે તે હુકમ તમને, વિશ્વાસથી તોપ ચલાઓ.

---

## ૧૩૭

*I believe we shall win.*

૧ વેરીને જીતવાને ટોળી બાંધીએ, જો ઈશ્વરના બળથી લડીશું,
આત્માની તલવાર ચલાવીએ, પાપીને ખ્રિસ્તની ગમ લાવીશું;
ટેક—ખાત્રી, છે જીતીશું; જો ઈશ્વરના બળથી લડીએ;
૨ બહાદુરને બળવાન છે વેરી, ઉલટો તો જોર કરે અપાર;
પણ ખ્રિસ્ત જે છે પાસ હમારી, વેરી ઉપર છે જય પમાડનાર.
૩ તારણનો ટોપ મુકી માથાપર, હાથમાં લઈશું હમે તલવાર;
પહેરી ન્યાયપણાનું બખતર, વેરી સામા થઈશું લડનાર;
૪ લડીએ હમે મરણ સુધી, હાથમાં ઝાલીને જયનું નિશાન,
સંભળાવીશું નિત ઈસુની, કે પાપીઓ પામે મુક્તિદાન.

---

## ૧૩૮

૧ શાં હું છું સિપાઈ મુક્તિફોજમાં, કરનાર છું લડાઈ, મુક્તિફોજના
મારા ગમ વેરીઓ, [illegible]

પણ જય છે ખરો, મુક્તિફોજમાં.

૨ સેતાનની ચિંતાશી. મુક્તિ ફોજમાં. જીતીસું સર્વ વેરીમુક્તિફોજમાં;
ફુંક લાગે હમારી, ફાંફાં મારે છે વેરી,
જીતીસું આખી પૃથ્વી, મુક્તિફોજમાં

૩ કરીએ ઘણો પ્રેમ, મુક્તિફોજમાં, હારી જાય વેરીઅેન મુક્તિફોજમાં
કરીએ બહુ વિશ્વાસ, પાપી લાવવા ખ્રિસ્તની પાસ.
જીતીસું સઘળા આકાસ મુક્તિફોજમાં.

---

૧૩૯

*All round the world.*

૧ આખા જગમાં ચાલેછે ફોજ મુક્તિ,
આખા જગમાં પામેછે લોક મારી;
આખા જગમાં સિપાઇને બલવાન બ્હે,
મુક્તિની ધજાને ઝાલીને ઉડાવો.

ટેક—ઉડાવો, ઉડાવો, ધજાને ઉડાવો;
જગના છેડા સુધી ધજાને ઉડાવો;

૨ આખા જગમાં લડાઈમાં ચાલીએ,
આખા જગમાં ફોજને ચલાવીને,
આખા જગમાં વાગે છે વાજીંત્રો.
ખ્રિસ્તને લીધે મુક્તિ ધજાને ઉડાવો,

૩ આખા જગમાં છે ખ્રિસ્તનો પ્રેમ અપાર.
આખા જગમા વહે છે લોહીની ધાર,
આખા જગમાં તેમાં નાહે લોકો,
લોહી તથા આગ થકી ધજાને ઉડાવો.

---

૧૪૦

*Marching on in the light of God.*

૧ આસપાસ છે દેવનું અજવાળું, ચાલીએ તેમાં આગળ;
જે મારગમાં ગયો ઇસુ, તેમાં ચાલીએ હમેં;
સ્વર્ગી મુગટ સોનેરી, સતાર જે મને અપાશે.
શાફ વસ્ત્ર મેહેલમાં રોશની, સૌ મને ત્યાં મળશે.

ટેક—ઇસુ મારો તારણહારો, પાળશું મારું રૂણ.

વધરતંભ પર કીધું મારૂં માફ,
તેના લોહીમાં નાહીને આખો દહાડો ગાઉં છું.
ખણું ખુશી છું કે અંતઃકરણ થયું છે માફ.
૨ યુદ્ધ કરતાં ચાલે છે સિપાઈ,
સ્વામી ખ્રિસ્ત અંતઃકરણની માંય;
દુઃખ પામીને બધાં સઘાંથી. વેર નથી પણ પ્રીત પૂરી;
સ્વર્ગી મુગટ સોનેરી, સાર જે મને આપારો;
સાફ ઝગે મંદિરમાં રોશની, સૈ મને ત્યાં મળશે.

---

૧૪૧

*Tell me, do you call yourselves an army?*

૧. મને કહેજો શું તમે પોતે ફોજ છો?
સિપાઈ છો, યુદ્ધ કરો છો?
હાજી હમે મોટી મુક્તિ ફોજ છીએ,
યુદ્ધ કરનાર સિપાઈ છીએ.
ઈસુ છે હમારો આગેવાન.
હમારો વૈરી છે શેતાન.
મુક્તિ તોપથી છીએ જયવાન,
યુદ્ધ કરનાર, સિપાઈ છીએ.
ટેક—યુદ્ધમાં ચાલો ઓ સિપાઈઓ.
ને નાહાશી નહીં જાઓ,
પણ તારનારના બળ થકી.
મુક્તિ યુદ્ધમાં બળવાન થાઓ.
૨ મને કહેજો કે શી છે તમારી નાત?
ઉંચ કે નીચ? ઉંચ કે નીચ?
હાજી પવિત્ર છે હમારી જાત;
ઉંચી છે, ઉંચી છે.
પરમેશ્વર છે હમારો બાપ,
માફ કીધાં છે હમારાં પાપ.
ને મન મારૂં છે કીધું સાફ,
ઉંચી છે, ઉંચી છે.
૩ મને કહેજો કે આ ફોજ ક્યારથી આવી,
નવી છે કે? નવી છે કે?

હાજી, આ મુક્તિફોજ છે આરંભથી,
આરંભથી આરંભથી.
બાપ, દીકરો તથા આત્મા ત્રણ,
આ મુક્તિફોજ બનાવી એમ.
ને તે૫ર કર્યો ઘણો પ્રેમ, આરંભથી આરંભથી
૪ મને કહેજો ફોજમાં તમારા લોક કેટલા છે?
ઘણા છે? ઘણા છે? હાજી, આ ફોજમાં લોક ઘણા છે;
ઘણા છે. ઘણા છે. આખા જગમાં છે સિપાઈઓ,
સ્વર્ગમાં ઘણા બીજા જુઓ, આવનાર પણ બીજા છે લાખો,
તમે આવો તમે આવો.

---

## ૧૪૨

*Salvation's coming, clear the way.*

૧ આખા જગતને ઘેરીને, સિપાઈ મુક્તના ચાલો;
સેતાન કાંપે છે જોઈને, મુક્તિ ફોજ આવે છે ખસી જાઓ,
કેo—મુક્તિ ફોજ આવેછે ખસી જાઓ, મુક્તિફોજ આવેછે તોપચલાવો,
ઈસુ જગતને જીતી લેશે, મુક્તિ ફોજ આવેછે ખસી જાઓ,
૨ જીતવાને આવેછે સિપાઈ, જય છે પોકાર તેનો;
સેતાન ઉપર પામવા જય, મુક્તિફોજ આવેછે ખસી જાઓ,
૩ આગળ ચાલેછે મુક્તિફોજ. સિપાઈ સાથે લાખો;
વધારેછે ગણુતી રોજ રોજ, મુક્તિ ફોજ આવેછે ખસી જાઓ.

---

## ૧૪૩

*So we'll lift up the banner on high.*

૧. ધરતી ઉપર કરો પોકાર, પરમેસ્વરની સ્તુતિ,
ધજા તળે થશે જયકાર, મને મળી મુક્તિ,
કેo—ઝીલો ઝીલો સિપાઈઓ, આ મુક્તિ ધજાને,
મોત સુધી સર્વદા લડો. તમે તેની તળે,
૨ પ્રગટ કરૂં મુક્તિ પુરી, સઘળા લોકની આગળ,
યુદ્ધ પણ કરૂં મરણ લગી, પામી આકાશી બળ,
૩ સિપાઈઓ મુક્તના લડતા જાઓ, થાઓ બહુ હીંમતવાન;
જગત દેવને લીધે જીતો, ઈસુ છે આગેવાન.



## હે બધા લોક દેવની સ્તુતિ આપો.

### ૧૪૪

*I've found a friend in Jesus.*

### ઈસુમાં મળ્યો ત્રાતા.

૧ ઈસુમાં મળ્યો ત્રાતા જે સહુથી સુંદર છે;
ને સદા મારે કાજ ખરો મિત્ર.
તે ફુલના જેવો સુંદર, તેમાં મને મળે;
જેથી મન મારું સદા રહે પવિત્ર.
શોકમાં દિલાસો આપે, દુઃખમાં તે સુખ આપનાર.
અને સઘળો બોજો નાખું તેના ઉપર
ટેક—તે ફુલના જેવો સુંદર, પ્રભાતનો તારો છે;
સૌથી સુંદર ગણું તેને પૃથ્વી પર.

૨ ખેદ મારો તેણે લેઈ ઉપાડી લીધો બોજ;
ખ્રીસ્તમાં ને છે દેવ સર્વ શક્તિમાન.
તેને કાજ સઘળું મુકી લડાઈમાં ચાલુ રોજ;
હાર પામીને નહાશી જાયે સૈતાન.
જો સફર બહુ કઠણ થશે ને મોત જલદી આવે,
તો પ્રભુ લડતાં લડતાં જઈશ સ્વર્ગ પર

---

### ૧૪૫

*At the cross, at the cross.*

૧ મારું મન હતું જડ, ને થઈ બહુ ગડબડ;
ને કર્યો નથી મેં પશ્ચાતાપ;
પણ હું ગયો જ્યારે, વધસ્થંભ પાસ ત્યારે.
ઈસુએ લેઈ લીધાં મારાં પાપ.
ટેક—વધસ્થંભ, વધસ્થંભ, વધસ્થંભની પાસે;
જ્યાં ઈસુએ મારું દુઃખ લૈ લીધું.
મારા અંતઃકરણમાં ઘણું સુખ આવ્યું છે;
હવે રાતને દિવસ બહુ ખુશી છું.

૨ હું પાપી હતો ને લાગ્યો અથંઓ;
કે ઈસુ મને કેમ કરે માફ;
પણ આ વાત નો ભગી, ને મને છે ખાત્રી;
ઈસુએ મારૂં મન કીધું સાફ.

૩ હવે મટયું છે દુઃખ ને આવ્યું છે સુખ;
તે તોડી છે સેતાનની યુક્તિ;
કેમકે મારે લીધે, ઇસુએ મરીને;
આપી,છે મને પુરી મુક્તિ.



## ૧૪૬

***We'll all shout Hallelujah.***

## હાલેલુયા.

૧ કેવા સુખી છીએ જે દેવને માનીએ;
ને આકાશમાં એકઠું કર્યું ધન.
મોઢથી નહીં કહેવાય, કેટલી શાંતિ ભરાય;
જેનું પ્રેમથી ભરેલું છે મન.

ટેક—પોકારીશું હાલેલુયા આકાશી માર્ગ પર ચાલી
ને આપીશું દેવને માન
દુતો સાથે ગાતાં ગાન
સ્વર્ગી સુખને સદા કાલ સુધી ઝાલી.

૨ આ મીઠાશ છે મારી, આ પસંદતા મારી;
ઇસુના લોહીથી મળે છે.
મનમાં વિશ્વાસ રાખું ને કેવો સુખ ચાખું;
સ્વર્ગમાં ઇસુનો નામ તજે

૩ ઇસુ છે સદાકાળ મારી તલવાર ને ઢાલ
હે કે સઘળા લે આ મુક્તિદાન
પ્રેમ રાખ્યો મારાપર અચરતની વાત છે વર
કે ના લાયકનો બચાવ્યો છે તન.



## ૧૪૭

***By the blood my Saviour shed upon the tree***

૧ જુઓ મારે કાજ મરવા, ઈસુ આ જગમાં આવ્યો.

અંતકાળના દુઃખથી મને બચાવવા. એ પ્રેમથી બલીદાન થયો;
ટેક-ઈસુના પ્રેમથી મળીછે મુક્તિ, દેવની સ્તુતિ હાલેલુયા
મારૂં મન પણ સાફ છે તેના લોહીથી, તેને વાસ્તે હું જીવીશ;
૨ હું મારી પ્રિતી દેખાડીશ, દરેક રોજ તેને આપીશ
મારૂં આખું મન; કે સર્વે જાણે, મારો ઈસુ છે સુપ્રિતી
૩ આશા મારી એવી છે, કે તેનો મહિમા વધે.
ને આખી પૃથ્વીપર આ વાત સંભળાય કે ઈસુ છે જગ ત્રાતા!

---

## ૧૪૮

*I've found the pearl of greatest price.*

૧ જે ઘણા મુલના મોતી છે. ઈસુમાં છે જડયો,
આનંદ કરી હું ગાઉછું, આ ઈસુ છે મારો.
૨ આ ઈસુછે ઘણી પ્રભુ. ને રાજાનો રાજા.
ન્યાયનો સૂરજ છે ઈસુ. હમને આલનો સુજ્ઞતા.
૩ આ ઈસુથી ખસે અંધકાર. તેનામાં છે અજવાળ,
ઈસુ પેહેલો ઈસુ છેલો, ઈસુ છે સદા કાળ.

---

## ૧૪૯

*Christ now sits on Sion's Hill.*

૧ ઈસુ ખ્રિસ્ત છે તારનાર, પાપીને કરશે આવકાર;
આવી તેના સેવક થાઓ, અરપણ થઈ સાથે ગાઓ.
ટેક—સર્વ કાલ સુધી. નિત્યાનંદ સર્વ કાલ સુધી,
ઈસુ ખ્રિસ્તનો સિપાઈ, નિત્યાનંદ સર્વ કાલ સુધી.
૨ કેવો ત્રાતા છે મારો, મારો ભાગ કેવો સારો;
થઈને તેનો સિપાઈ, તેને કાજ કરીશ લડાઈ.
૩ મારી સામું ઉઠે જગ, તોપણ લડું મરણ લગ;
મેં કરમાં છે દેવ બલવાન, માટે સદાકુ જયવાન.

---

## ૧૫૦

*I'm a pilgrim bound for glory.*

૧. સ્વર્ગી દેશમાં મારૂં ઘર છે, મુક્તિ માર્ગમાં ચાલુંછું.
જે જે પાપથી થાકી ગયો, સાંભળો પ્રેમ તો ઈસુનો.

ટેક—ઈસુછે માહારો વહાલો હાલેલુયા; હા વહાલો મારોછે ઈસુ!
ઇસુ છે મારો વહાલો તારણ હારો, હુંપણ તેનો વહાલોછું!
૨ જાત્રી કેમ જગત ત્યાગીને, તું આ માર્ગમાં ચાલે છે?
મારૂ મન જે ખોટું હતું, સારૂ કીધુ ઈસુએ.
૩ જ્યારે મુક્તિમાં હું આવ્યો, કહ્યુ લોકે "તે નાસીશે"
પણ હું આજ સુધી ચાલુછુ, બલ ઈસુની પામીને,
૪ મારાથી લોક અચરતી છે, કેવલ ઈસુનુ છે કામ.
ત્યાં લગ હું તો પહોંચી આવ્યો, ધન્ય થાય તેનુ નામ.
૫ મરણ સુધી જયારે આવીશ, ત્યારે જાત્રા મુકીશ હું
હું પણ મુક્તનુ ગીત ગાઈને, ચાલીશ ઇસુની પાસે,

---

## ૧૫૧

*I am a Christian soldier.*

૧ હું મુક્તનોછુ સિપાઇ, ને સોર મચાવુછુ,
હરખે હું પોકારીને. કેમ સોર નહીં કરૂ હું,
લોક કહેછે અચરત પામી, "શું છે એનુ કારણ;
ઇસુની દયા થકી મને મળ્યું છે તારણ.
જય જય મશીહા તું મુક્તિ દાતા છે.
૨ ગાએછે સ્વર્ગી દેશમાં, સઘળા દુતો મળી;
હું પણ સુખી થઈને; ગાઉ ખરા મનથી;
રેહેનાર ઈસુ મારામાં, શેતાન છે નીકળ્યો.
જ્યારેછુ સુખથી ભરપુરે, ગાઉછુ હું ખરો.
જય જય મશીહા તું મુક્તિ દાતા છે
૩ મળી છે પાપની માફી, બદલાયાં મારાં કામ;
આકાશી સુંદર દેસમાં, લખ્યું છે મારૂ નામ;
દેવના પવિત્ર લોકો, સાથે હું ચાલુછુ,
એ માટે મરણ પછી, સ્વર્ગી સુખ પામીશ હું,
જય જય મશીહા તું મુક્તિ દાતાછે.

---

## ૧૫૨

*We are going to wear a crown.*

૧ જે પાપથી સફાઇ પામે, ને તેથી પણ છુટા રહે;
આકાશી મુગટ તે પામશે મરણ, નદીની પારે;

ભૂ

મરણ નદીની પાર, પ્રભુ ઈસુની પાસે;
મરણ નદીની પાર; આકાશી મુગટ છે.
આકાશી મુગટ છે, આકાશી મુગટ પામીશું,
આકાશી મુગટ પામીશું, આકાશી મુગટ પામીશું.
મરણ નદીની પાર.

---

૧૫૩

*The golden street.*

## સોનેરી માર્ગનો રેહેવાસી.

૧ યુદ્ધ કરવા પછી, યુદ્ધમાંથી
જ્યારે નીકળીને જયમાં ને હાકે
ઉભો રહીશ ત્યારે સામને સ્વર્ગને દ્વારે.
મારગ સોનેરીમાં ચાલવાને.

ટેક—હા! હું સુખી થયો, હા! હું સુખી થયો;
મારાં સઘળાં પાપ, ઈસુએ ધોયાં છે;
ઈસુએ ધોયાં છે, ઈસુએ ધોયાં છે;
આકાશમાં પણ જઈશ હું; હું જયનો તે હાકે.

૨ મારી શોધ કરનાર દૂત ઉઘાડશે દ્વાર,
મને શુદ્ધ જોઈને રજા તે આપશે;
તરત હું માંહે જઈશ ને હું હરખાઈશ;
મારગ સોનેરીમાં ચાલીને.

૩ ત્યારે ઈસુને પગે લાગીને
પેહેલો પડીશ હું, કહીશ પ્રેમ તેના
જેના લોહીથી મુક્તિ હું પામ્યો;
મારગ સોનેરીમાં ચાલવાને,

૪ ત્યારે સિપાઈઓને ઘણા ઓળખીને
મુક્તિફોજ વાળા હું હાલેલુયા
કહીશ ને હમે ફોજ ચડાવીને
મારગ સોનેરીમાં ચાલીશું.

૫ તે દેશનો રાજા, મને આપશે જગ્યા
એક મકાન, રહીશ સદા ત્યાં
છે સોનું નહી નેવું;

મારૂમ સે નેરીનાં રેહેવાને.

૬ હમે ગાઇશુ, ને પોકારીશું
સભા પૂરું થશે ત્યાં આખો દહાડો:
નથી કોઈ મરનાર, દુખ ના કોઇ સેહેનાર
મારૂ સોનેરીના રેહેવાશી.

---

## ૧૫૪

*Above the waves of earthly strife.*

૧ જગ ઉપરથી ઉઠાડી મન
આકાશમાં એકઠું કરૂં ધન;
ને ઈસુપર લગાડું ધ્યાન,
મારૂં ઘર છે ત્યાં મારૂં ઘર છે.
ટેક—મારૂં શોભીતું ઘર, મારૂં શોભીતું ઘર ત્યાં:
જ્યાં ઈસુ છે બેસનાર રાજ્યાસનની ઉપર.
ને દુત જયવાન—ગાએ છે ગાન;
મારૂં ઘર છે ત્યાં, મારૂં ઘર છે ત્યાં.
૨ જ્યાં ચાલેછે જીવતો ઝરો, ને વસે છે સર્વ પવિત્રો;
ને સર્વ આપેછે દેવને માન, મારૂં ઘરછે ત્યાં, મારૂં ઘરછે ત્યાં,
૩ સંદેહને શોકને દુઃખથી દુર, જ્યાં સદા કાલ છે સુખભરપુર;
ને રંગીઆમણું છે સ્થાન, મારૂં ઘર છે ત્યાં મારૂ ઘર છે ત્યાં.

---

## ૧૫૫

*Nearer my home.*

૧ મન મારામાં વિચાર આવે છે વારંવાર;
કે મોતનો કાળ જ્યારે આવશે જોઇશ મારો તારનાર.
ટેક—ઈસુની પાસે, ઇસુની પાસે;
આજ તો કાલે કરતાં છું ઇસુની પાસે.
૨ બાપના ઘરની પાસે જ્યાં મુકામ છે તૈયાર;
ને માહા રાજયાસનની પાસે જ્યાં ઇસુ છે બેસનાર.
૩ જીવનની તેડ પાસે જ્યાં સઘળુ યુધ્ધ બંધ થાય;
ને આ જગત મુકી જઇશ રહેવા સ્વર્ગની મહાય.

---

## ૧૫૬

*Oh! the bleeding Lamb.*

### ઈસુની લાયક.

૧ પાપથકી જય લેવાને, તુંજ કેવળ લાયક છે;
શેતાનને સંહારવાને, તુંજ કેવળ લાયક છે.
ટેક—ઓ પ્રિય ઈસુ તુંજ કેવળ લાયક છે.
૨ દુષ્ટનો ન્યાય કરાવવાને, તુંજ કેવળ લાયક છે.
ન્યાયીને સ્વર્ગ આપવાને. તુંજ કેવળ લાયક છે.
૩ આકાશી મુગટ પામવાને, તુંજ કેવળ લાયક છે;
રાજ્યાસન ઉપર બેસવાને તુંજ કેવળ લાયક છે.
૪ સ્તુતિ સદા પામવાને તુંજ કેવળ લાયક છે,
દૂતોથી માન લેવાને તુંજ કેવળ લાયક છે;
૫ મુદ્રિત પુસ્તક ઉઘાડવાને તુંજ કેવળ લાયક છે;
જય જય થાઓ ઈસુ તને તુંજ કેવળ લાયક છે.

---

## ૧૫૭

*Glory to the bleeding Lamb*

૧ ઈસુએ મુકીને સ્વર્ગનું ઘર ઈસુને મહીમા હો;
સહ્યું છે મોત ક્રૂસ ઉપર ઈસુને મહીમા હો !
ટેક—પ્રભુ ઈસુ દયાવંત આ નામથી થાય ઘણો આનંદ
કે જીવતો કીધો મારો પ્રાણ ઈસુને મહીમા હો.
૨ થયું પ્રાયશ્ચિત પાપીને કાજ ઈસુને મહીમા હો.
કે તેઓ પામે સ્વર્ગી તાજ ઈસુને મહીમા હો.
૩ જે તેપર કરે છે વિશ્વાસ ઈસુને મહીમા હો.
તેનો કદી નહી થશે નાશ ઈસુને મહીમા હો.
૪ ગયાં છે મારાં સઘળાં પાપ, ઈસુને મહીમા હો;
ધન્ય હોજો ઈસુ બાપ ઈસુને મહીમા હો.

---

## ૧૫૮

*Roll on, dark stream.*

૧ યુદ્ધ છે ઈસુને દુઃખ અપાર પણ હવેથી નહી લાગશે વાર.
સિપાહીઓ લડાઈને મુકી જાય છે પાર મોતની નદી.

જુ

ટેક—રહે મોત નહી રહે મોત નહી મારું પામ્યું હું હોય
પણ વિજય પાર જશે છે ... દેશમાં.

૨ જો આ યુદ્ધમાં આવે મરણ ને ગભરાએ અંતઃકરણ;
સુણીને આ લડાઈનું રાજ મોત નથી ... જશે પામવા તાજ,

---

૧૫૯

*Heaven is a beautiful city.*

૧ આકાશમાં છે એક સુંદર નગર;
જ્યાં દેવ છે તેનું અજવાળ,
ને મહા રાજ્યાસનની ઉપર,
ઈસુ છે બેસનાર સદાકાળ.

હું જાઉંશું હું જાઉંશું ઈસુને જોવા.

૨ ત્યાં ફરી મરણ નથી થનાર,
ને શોક તથા રડવું નહીં થાય;
ત્યાં સુખ છે સંપૂરણ ને અપાર;
ને દેવની સ્તુતિ ગવાય જાય.

૩ આખા નગરના રહેવાસી છે બધા;
જે સત્યના માર્ગપર ચાલે;
ને પાપથી દુર રહીને સદા;
લડતા લડતા મુગટ ઝાલે.

---

*I am saved.*

૧૬૦

૧ બચી ગયો બચી ગયો, મળી મુક્તિ પુરી.
ઈસુએ બચાવ્યો સર્વ પાપથી સર્વ પાપથી

ટેક—હાલેલુયા, હાલેલુયા હાલેલુયા થાય ઈસુને !
હાલેલુયા, આમેન.

૨ પ્રેમ અપાર પ્રેમ અપાર મને ખ્રિસ્ત કરે છે;
કહ્યું મને તેણે "સુખી રહે સુખી રહે"

૩ સાફ થયો સાફ થયો હું ભરપુર છું સુખથી,
મને ઉધાર મળ્યો સર્વ દુઃખથી સર્વ દુઃખથી.

૪ ગાઓ સ્તુતિ ગાઓ સ્તુતિ, હીંમતવાન સિપાઈઓ,
દેવની મોટી પ્રીતિ વખાણો વખાણો.

*We'll stand the storm it won't be long.*

૧ આકાશમાં લખ્યું મારૂં નામ
જો હોય મને ખાતરી;
તો ખીહીકને શકથી છે આરામ;
ને મનમાં શાંતિ પુરી.

ટેક—હોય તુફાન હોય તુફાન હામ રાખીયે.
જલદી લંગર નાંખીયે,

૨ જ્યારે દુખનું મોટું હોય તુફાન
ને મોજા જોર કરે,
શી બીહીક મને થાએ સમાધાન
કે જઈશ દેવની પાસે,

૩ ત્યાં સદાકાળ કરીશ આરામ;
સ્વર્ગ સુખના વાસમાં,
ને દુઃખને શોક મને નહી થાય;
જ્યારે જઈશ આકાશમાં.

---

૧૬૨

*All hail the power of Jesus name.*

૧ ઈસુના નામને હો જયકાર જગતનો ત્રાતા છે;
આખી પૃથ્વીપર જય તારનાર જયકાર સદા તને.
૨ સર્વ કુલને દેશ જાતના લોકો તેનો ઉપકાર માનો;
અંતસુધી તેને જય હોજો, ઇસુને વખાણો,
૩ મુક્તિ પુરી પ્રગટ કરજો સિપાઈ જે છે લડનાર;
ઈસુના પગ આગળ નમો સદા તેને જયકાર,

---

૧૬૩

*My Jesus I love Thee.*

૧ ઇસુ તારી ઉપર છે પ્રીતિ મારી,
છોડી સઘળા પાપ કરૂં સેવા તારી;
હે દયાળુ દેવ, મારા મનનો અજવાળ.
સૌથી તારા પર મારી પ્રીતિ છે હાલ;
૨ આદીથી અંત સૂધી તું કરનાર છે પ્રિત,

ને મારે કાજ મરી થયોછે પ્રાશ્ચિત;
તેં સઘળાં દુઃખ શહ્યાં, હે ઈસુ માયાળ;
સૌથી તારાપર મારી પ્રીતિ છે હાલ;

૩ જીવતો કે મરતો સાંભળું તારી વાણ;
ને જ્યાં લગ છે શ્વાસ તારૂં કરીશ વખાણ,
ને અંતે જ્યારે આવશે મરણનું કાળ.
સૌથી તારાપર મારી પ્રીતિ છે હાલ;

૪ આકાશી મુકામમાં, આનંદી અપાર!
ભક્તિ પ્રેમ કરવા હું હોઇશ તઈયાર;
પહેરી સ્વર્ગી મુગટ ગાઇશ સદા કાળ;
સૌથી તારાપર મારી પ્રીતિ છે હાલ.

---

૧૬૪

*That will be Glory for me.*

૧ હું નથી જાણતો, મોત ક્યારે ચડશે.
ને દેવને મળવા મારે જવું પડશે;
પણ ઈસુ મને તેની પાસે તેડશે
ને તે મને ભરપુર લાગશે.

૨ હું નથી જાણતો, દુત ગાએ કેવું ગાન.
ને વાગશે વાજીંત્રો કેવી મીઠી વાણ;
પણ સઘળાનો સાર થશે "ઇસુ વખાણ"
ને તે મને સુંદર લાગશે.

૩ હું નથી જાણતો કેવું સોભીતુ ઘર;
સ્વર્ગમાં મને મળે પણ તે વખતસર;
હું ઇસુને જોઈશ રાજ્યાસન ઉપર,
ને તે મને ચળકાટ લાગશે,

---

૧૬૫

*He promised He never would leave me.*

૧ મેં જોઈ વીજળી કરતાં પ્રકાસ,
મેં સાંભળી ગર્જના કરતાં શોર;
ને પાપનું તુફાન મારી આસપાસ,

મને દુશ્મનોને કરતા જોઈ,
પ્રભુ ઈસુની વાણી મેં સાંભળી,
મને કહેતાં કે; "મારી સમ લો;
એકલો હું તને નહીં તજશ.
કદી નહીં તજશ એકલો.

ટેક—ના કદી નહીં તજશ એકલો;
ના કદી નહીં તજશ એકલો,
એકલો હું તને નહીં તજશ.
નહીં તજશ એકલો"

૨ જ્યારે હડબા હું થયો લગભગ.
ને નાશ કરવા સૈતાન ઉઠ્યો;
ને મારા મનમાં લાગ્યું ડગમગ,
કે એકલો, કેમ થઈશ ઊભો;
ત્યારે ઈસુની વાણી મેં સાંભળી,
મને કહેતાં કે, "મારી ગમ લો;
એકલો હું તને નહીં તજશ;
કદી નહીં તજશ એકલો,
ના કદી નહીં તજશ એકલો,
ના કદી નહીં તજશ એકલો;
એકલો હું તને નહીં તજશ;
નહીં તજશ એકલો,"

---

૧૬૬

*He is the lily of the valley.*

## ઇસુનો પ્રેમ.

૧ પૂર્વમાં તારો થયો ઊગી ઓ સ્વામી,
અગર ધુપ લાવ્યા માગી ઓ સ્વામી,
ટેક—તું ફુલના જેવો સુંદર ઓ સ્વામી.
૨ ચેતી સ્વપ્નમાં પાછા ફર્યા ઓ સ્વામી,
મારનારૂ રાજા ડાહ્યો પડ્યો ઓ સ્વામી.
૩ રાજાનું મોત થયું જેટલે, ઓ સ્વામી.
પુત્ર પરાક્રમ વધ્યું તેટલે ઓ સ્વામી.
૪ અદ્ભુત કાર્ય કીધાં જે વાર, ઓ સ્વામી.

પંડીતશાસ્ત્રી ધરૂજ્યા તત્કાળ. ઓ સ્વામી.
૫ ગેથશેમાની વાડીમાં ઓ સ્વામી.
રડેછે તું સંકટમાં, ઓ સ્વામી.
૬ કઠા કીધી ધીકારી; ઓ સ્વામી.
લુગડાં લીધાં ઉતારી ઓ સ્વામી.
૭ કંટક મુગટ મુકયો માથે, ઓ સ્વામી,
ઉપર સોટી મારી માથે, ઓ સ્વામી.
૮ ક્રુશ ઉપર વેહેવડાવ્યું લોહી ઓ સ્વામી,
કુખમાં સિપાઇના ભાલાથી ઓ સ્વામી.
૯ અંધકાર થઇ કબરો ફાટી ઓ સ્વામી,
મુએલા ઉઠયા જીવતા થઇ ઓ સ્વામી.
૧૦ સુંદર ગવરવ મુકીને ઓ સ્વામી.
ઉંચ હુતો તે નીચ થયો ઓ સ્વામી.
૧૧ કબરમાં દિવસ રહયો ત્રણ, ઓ સ્વામી,
ઊઠયો મોતને કરી હરણ, ઓ સ્વામી,
૧૨ ચોકીદારો ગભરાયા. ઓ સ્વામી.
તેજસ્વી પ્રકાશને જોઈ. ઓ સ્વામી;
૧૩ મન મારૂં લઈને કરો સાફ, ઓ સ્વામી
પાપ જેટલાં થયાં કરો માફ, ઓ સ્વામી.
૧૪ મુગટ લેઈ થયા જગત્રાતા, ઓ સ્વામી,
પાપી તારવા પકડેછે હાથ. ઓ સ્વામી.
૧૫ દુનો સઘળા તને નમે ઓ સ્વામી.
પુત્ર અધિકાર આપ્યો તેને, ઓ સ્વામી.
૧૬ તે શેતાનછે કુંદયો ઓ સ્વામી.
ધન્ય ધન્ય ઈસુ તને હો. ઓ સ્વામી.

---

## ૧૬૭

*The Army will be ready.*

૧ ફોજ હમારી તઈયાર થશે તે દહાડે
૨ પાપીઓ તમે શું કરશો તે દહાડે?
૩ રો રો કેટલું તમે કરશો તે દહાડે;
૪ તમે કેમ પસ્તાવો કરશો તે દહાડે?
૫ હમે ઈસુને જોઇશું તે દહાડે,

## ૧૬૮

*Up from the grave He arose.*

૧—ખ્રિસ્ત સાથે ઉઠયો, મહીમાવાન દેવ;
હવે છે ગઈ સર્વ પાપની ટેવ;
બહુ સારી વાત કીધી ઈશ્વરે,
"જે ખ્રિસ્તમાં છે તે પાપ નહી કરે"
ટેક—કબરમાંથી ખ્રિસ્ત ઉઠયો,
ને મુએલામાંથી છુટયો,
ખ્રિસ્ત ઉઠયો, અંધકારના રાજ ઉપર જીતનાર;
ને આકાશમાં સદા કાળ છે રાજ કરનાર;
હાલેલુયા ખ્રિસ્ત ઉઠયો;

## ૧૬૯

*Saints of God lift up your voices.*

૧ સિપાઈઓ દેવના પોકારો દેવની સ્તુતિ,
દુતોની સાથે રાગ કહાડો દેવની સ્તુતિ,
આગળ જાઓ સ્તુતિ ગાતા સ્વર્ગ સુધી જેવા ત્રાતા;
ઇસુ છે મુક્તિ દાતા, દેવની સ્તુતિ;
૨ સર્વ જાતને કુલ ઉપકાર માનો, દેવની સ્તુતિ,
પુરી મુક્તિ મફત જાણો, દેવની સ્તુતિ;
ઈસુ મુઓ સઘળા કાજ. વધસ્થંભપર થયો પ્રાશ્ચિત;
નાશ કરવા શેતાનનુ રાજ, દેવનિ સ્તુતિ,
૩ લોક ઠરેલા સર્વ ગાએછે. દેવની સ્તુતિ,
આખી પૃથ્વીપર થાએછે, દેવનિ સ્તુતિ;
પાપી આવો જલદી થાયો, કાલનો વાયદો ના કરીને.
આવી મારી સાથે ગાઓ, દેવની સ્તુતિ,

## ૧૭૦

*Christ for me.*

૧ મારૂ મન સ્થિર છે હે પ્રભુ, તારાપર,
ને એકજ વિચાર છે મારો મુજ કાજ ખ્રિસ્ત
છે મારો રાજાને તારનાર, આ જગતમાં મુક્તિ લાવનાર
ને અંત સુધી થાઈશ ગાનાર, મુજ કાજ ખ્રિસ્ત

૨ મનમાં જો કરો છો હરખ, મુજ કાજ ખ્રિસ્ત;
તેમાં નથી શાંતિ જરાક, મુજ કાજ ખ્રિસ્ત.
મારૂં સોનું નાશ થઈ જશે. તેડ મારૂં ધન જતું રહેશે;
મારો હીરો સદા ટકશે, મુજ કાજ ખ્રિસ્ત
૩ હમણાં કોણ ગાઢ ગાદે, મુજ કાજ ખ્રિસ્ત;
મારૂ અજવાળને સત્ય છે, મુજ કાજ ખ્રિસ્ત;
આવો કુશળતા કરીએ, મરણ સુધી સાચા રહીએ;
ને તે દહાડે મેળાપ કરીએ. મુજ કાજ ખ્રિસ્ત

---

૧૭૧

*This is why I love my Jesus.*

૧ કેમ હું ચાહુછુ ઇસુને? કેમ તે મને મુલવાન છે?
કેમકે તે કાળવરી સ્થંભપર. જીવ આપ્યો મારે લીધે,
મારે ચાહુછું ઈસુને, મારૂ ચાહુછું તેને,
મારાં પાપ તે માફ કરીને. મારૂ મન સાફ રાખેછે,
૨ કેમ હું ચાહુછું ઈસુને. કેમ તે મને મુલવાન છે?
કેમકે ઈસુના લોહીથી, પાપનો છુટકો થાએછે,
૩ કેમકે ચાહુછુ ઈસુને? કેમ તે મને મુલવાન છે?
કેમકે તે પરીક્ષણમાંથી, મને જય પમાડેછે,
૪ કેમ હું ચાહુછુ ઈસુને? કેમ તે મને મુલવાન છે?
કેમકે તે મિત્રને તારનાર, મને સદાકાળ થશે,

---

૧૭૨

*Angels are troubling the water.*

૧ પાપ કદી ઢંકાઇ નહી રહે, દેવના અજવાળમાં,
પણ પાપી મારી પામે, દેવના અજવાળમાં
ટેક–દુતો પાણીને હલાવેછે; હલતુ હલતુ જો,
પાપી માંય ઉતરીને, સાજો થાએ છે ખરો;
૨ પાપીને નરકથી તારવા, દેવના અજવાળમાં;
લડીએ મુકિત ફોજમાં, દેવના અજવાળમાં;
૩ હું શેતાનનો વૈરી છુ, દેવના અજવાળમા,
છુ શત્રુ તેનો, તે મારે, દેવના અજવાળમાં,

---

# ટુંકાં ગીતો.



## G.

યુધ્ધ યુધ્ધ મરણ સુધી, ત્યારે મુગટ પામીશું.

મુક્તિ ધજાની તળે, આકાશ સુધી હું જઉં;
મુક્તિ ધજાની તળે મોત સુધી લડું છું;
મુક્તિ ધજાની તળે હું મુક્તિને સંભળાવું,
મને મુક્તિ મળી છે હું સર્વદા પોકારૂં છું.

આવ પાપી આવ, આવ,
આવ પાપી આવ આવ.
તું મારી સાથે ચાલ,
આકાશી ઘર હું જલદી જઉં છું.

---

## A.

લોહીથી સફાઈ છે, લોહીથી સફાઈ છે.
દરેક પાપ કલંક થકી, ઇસુના લોહીથી.
વધસ્થંભ પાસ જગ્યા છે,
વધસ્થંભ પાસ જગ્યા છે,
મોહોટા ગરીબને સીધે, વધસ્થંભ પાસે.

આગળ ચાલો, સિપાઈઓ યુધ્ધમાં;
વૈરી સાથે કરવાને લડાઈ;
જય પામીશું કેમકે સર્વ છીએ.
હીમ્મતવાન સિપાઈઓ મુક્તિફોજની માંહે,

સર્વ લોકો આવ આવ વારંવાર, ઇસુ છે ખરો તારનાર;
પૃથ્વીપર કરો પોકાર, ઇસુ છે ખરો તારનાર.

---

## C.

હું સૈતાનનો વેરી છું, હું છું મુક્તિનો સિપાઈ, હાલેલુયા.
છું શત્રુ તેનો તે માટે, હું છું મુક્તિનો સિપાઈ, હાલેલુયા.
તેના હાથમાંથી હું છુટેલો, ને ક્રુસાને પકડું ન જઉં.

મતવાલા આવે ને ઠગનાર ભેળા આવે,
ક્રૂર આચરણ કરનાર ને પાપી આવો રે;
જો વિશ્વાસ તમે રાખો ને લોહીમાં શુદ્ધ થાઓ.
તો સર્વકાળ સુધી દેવની સાથે રાજ કરશો.

---

કેવી અતિ પ્રીતિ અપાર કીધી પરમેશ્વરે,
કે ધર્યો પૃથ્વીપર અવતાર મારો બચાવ કરે,

મુક્તિને સફાઈ પુરી, મને મળી ને છે કિંમત સારી,
આખી પૃથ્વી ઉપર જાણજો ઇસુ ખ્રિસ્તના લોહીનો છે ફુવારો.

---

## E.

મારાં પાપ કરો દૂર, મારાં પાપ કરો દૂર;
હું આવું છું નિષ્કલંક ઇસુ, મારાં પાપ કરો દૂર.
શાંતિ મને આપો, શાંતિ મને આપો;
હું આવું છું નિષ્કલંક ઇસુ. શાંતિ મને આપો.

---

મહીઆવ પ્રભુ મહી આવ મન મારામાં તું વસ;
મહી આવ ને લોહીથી શુદ્ધ કર, તું મારાથી ના ખસ.

---

હે પ્રભુ હું છું આવનાર, આવનાર તારી પાસે.

જય જય ઓ મસીહા, તું પવિત્ર આત્મા મોકલ;
તારી મુક્તિ ફોજમાં તું પવિત્ર આત્મા મોકલ તારી ફોજમાં.

---

વધસ્તંભ ઉપર લોહી વહેવડાવ્યું, ત્યાં થયો ઈસુ પ્રાયશ્ચિત;
પણ પાછો ઉઠી સ્વર્ગમાં ગયો, જ્યાં છે શાંતિ ને ખરી પ્રીત.

સંપૂરણ સંપૂરણ સંપૂરણ છે આ મુક્તિ;
ઇસુએ પ્રાણ કીધો બલીદાન, કે આપે મને મુક્તિ.

---

મારા મનમાં વસ હે પ્રભુ, તારે લીધે જગ્યા છે ત્યાં;
મહીઆવ મહીઆવ હે પ્રભુ તારે લીધે જગ્યા છે ત્યાં.

---

જે ઝરો વહે છે ખ્રિસ્તની કુખથી, ત્યાં પામું છું સફાઈ પુરી;
બોજ ઉતારે છે, ઇસુ મારાથી, છૂટકો પામું સઘળા પાપથી;

પ્રિય તારનાર પાશે આવ નમ્રુ થું તારા દર્શનમાં પાસે.
ઇચ્છા તારી મને જણાવ, કે તેથી મને બુદ્ધિ મળે.

---

ઈસુની પાસે આવ, ઇસુની પાસ આવ,
ઈસુની પાસ આવ હમણાં, હમણાં હમણાં,
વિશ્વાસ રાખો, વિશ્વાસ રાખો હમણાં;
હમણાં વીશ્વાસ રાખો

---

મારી સાથે ચાલો દેવ, આખા મારગ મરણ સુધી,
મારી સાથે રહો દેવ, આખો મારગ મરણસુધી,
મને ઝાલી રાખો દેવ, આખો મારગ મરણ સુધી.

---

આત્મા રેડ, આત્મા રેડ, મારા અંતઃકરણપર;
જણાવીને ઇચ્છા તારી, ફરી મારી સજીવન કર;

---

હાલેલુયા ગાઓ. ને બીક ન રાખો;
લોકોની આગળ, પ્રગટ કરો.
હમેશાં સાક્ષી આપો, જે જગ્યા તમે જશો,
ઈસુના લોહીથી મુક્તિ છે,

---

હથીઆર પેહેરીને,, ચલાવો તલવાર. વૈરીને જીતવાને,
થાઈશું સ્વાર, ત્યારે જાણશે વૈરી, અમને મળી છે મુક્તિ;
યુદ્ધ કરીશું દેવને લીધે.

---

ભલે પધારો, ભલે પધારો, જે મળ્યો છે ઉદ્ધાર,
મરણ નદીની પાર, સ્વર્ગમાં ભલે પધારશો,

---

પાપ કદી ઢંકાઈ નહી રહે. દેવના અજવાળામાં.
પણ પાપી મારી પામે; દેવના અજવાળામાં;

---

દુત પાણીને હલાવે છે, હલતું હલતું જો.
પાણી માંય ઉતરીને, સાજો થાએ છે ખરો.

બધા લોક સાંભળો, હમારી સાથે આવો;
હમારા લોક છે, ખુશી મુક્તિ ફોજમાં. જે જે લોકો કહે છે
ચિંતા નહીં રાખીએ, પરમેશ્વર મુગટ આપશે સ્વર્ગી દેશમાં.

---

બળવાન છે મુક્તિ દાતા, છે શક્તિવાન ઈસુ.
બળવાન છે ઈસુ રાજા, મને જય પમાડે છે,

---

રણશીંગડું જ્યારે વાગશે તૈયાર છું; જવાને, જવાને.
રણશીંગડું જ્યારે વાગશે. તૈયાર છું.
દેવને મળવા હું તૈયાર છું જવાને,

---

હું છું સિપાઇ દેવની સ્તુતિ. ખ્રિસ્તને લીધે લડવાને.
હું છું સિપાઇ લોહીમાં છું શુદ્ધ. સ્વર્ગી દેશમાં જવાને.

---

મારા મનમાં મારા મનમાં, મારા મનમાં છે પુરણ સુખ,
જ્યારથી મને મુક્તિ મળી, ત્યારથી મટયું બધું દુ:ખ

---

મારો વહાલો, મારો વીર, મારો વહાલો છે મશીહ;
મારો વહાલો, હાલેલુયા. મારો વહાલો છે મશીહ;
મારો વહાલો તારણહારો, મારો વહાલો છે મશીહ.

---

જ્યારે યુદ્ધ બંધ થઈ જાએ; મુગટ પમીશું:
જ્યારે યુદ્ધ બંધ થઈ જાએ. નવા યરૂસાલેમમાં.

---

ઓ કેમ મરો છો કેમ મરો છો, પાપી, પાપી કેમ,

---

હું છું સિપાઈ મગરુ હોય તો,
મુક્તિફોજમાં મને જોશો રાત દહાડો.

---

તમે ઉઘાડો. ઉઘાડો; પ્રભુને માંહે તમે આવવા દો,
માંહે ચળકશે અજવાળું, જ્યારે આવશે ઈસુ,

તેને માંહે તમે આવવા દો;

---

તમે ચાલતા ચાલતા પહોચશો નરકમાં;
તમે ચાલતા ચાલતા પહોચશો નરકમાં,
તમે ચાલતા ચાલતા પહોચશો નરકમાં,
પણ ઇસુ ઈસુ તારવા છે તૈયાર.

---

હરખાવ સિપાઈ, સમય પાસે છે,
જ્યારે ખ્રિસ્ત ઇશુ આવશે, તમને બોલાવવાને,
મસાલો લઈને તેને મળવા જાઓ,
તેને મળવા જાઓ; તેને મળવા જાઓ,

---

તમે તૈયાર થાઓ, તમે તૈયાર થાઓ.
પાપી તઇયાર થાઓ. તેને મળવાને,

---

ઈશુ છે મારો, હા તે છે મારો! ઈશુ છે મારો! હા તે છે મારો!
આ વાતથી કેટલો છે આનંદ; કે ઇશુ મારો છે!

---

મન મારૂ છે બરફથી સાફ, ને તેમાં ઈસુ છે વસનાર;
સર્વ પાપ મારાં થયાં છે માફ, મૈ મરવાને હું છુ તઈયાર;

---

સદા જંગી પોકાર છે, જય; જય, જય, જય,
સદા જંગી પોકાર છે, જય, જય, જય, ધ્વજાની ઉપર લખો;
હમેશાં પોકારો, જે જગ્યા જઈએ છીએ; જયછે ખરો.

---

મુક્તિ ફોજનો પોકાર છે, યુદ્ધ, યુદ્ધ, યુદ્ધ,
શેતાનની સાથે છે, યુદ્ધ, યુદ્ધ, યુદ્ધ;
મુક્તિ છે માહારૂ ગીત, સેતાનને લાગે બીહીક,
મુક્તિ ફોજનો પોકાર છે, યુદ્ધ, યુદ્ધ; યુદ્ધ;
મુક્તિ ફોજનો પોકાર છે, જય, જય, જય,
ઇસુના નામથી, જય, જય, જય,
મુક્તિ છે માહારૂ ગીત, શેતાનને લાગે બીહીક.
મુક્તિ ફોજનો પોકાર છે, જય, જય; જય,

રે ક્રૂર, રે ક્રૂર, કેમ પામશો મરણ,
જ્યારે દેવ. ઇશ્વરથી. આવે છે મરણ?
ઈશુ બોલાવે છે, આત્મા કહે છે "આવો"
દૂતો પણ કહેછે ભલે પધારો.

---

આગ લોહીની ધજા તણે, આગ લોહીની ધજા તણે;
હમે યુદ્ધ કરીને. જીત જય પામીશું, આગ લોહીની ધજા તણે.

---

મુક્તિફોજમાં પ્રભુની મુક્તિ ફોજમાં,
હમે ખ્રિસ્તને ધીરે લડીએ છીએ મુક્તિફોજમાં.

---

કેમ તઈયાર છો? હા તઈયાર છુ આ જગતથી જવાને.

---

સુખ કોણે આપ્યું, દુખ બદલી, રોગ આત્માનો દૂર કરીને.
હા કોણે મુક્તિ આપી છે, ઇશુએ ઇશુએ.

---

આગળ ચાલીને, ઝંડા ઊડાવિએ હમે;
આગળ ચાલીને, હરખના ગીતો ગાઇએ;
આગળ ચાલીને, પાપીઓને પણ તારીએ;
જીત પામવાને માટે આગળ ચાલીશું,

---

લડતા લડતા ચાલીએ હમે, છે રસ્તો તંગ;
છે કઠણ જંગ. પણ જીતીશું હમે;

---

"પ્રીતિમાં ચાલો" ઈસુએ કહ્યુ,
છોકરાં તમારાં બાપના હુકમ માનો.
"પ્રીતિમાં ચાલો" પ્રભુએ કહ્યુ, છોકરાં તેના હુકમ માનો;

---

તું કહે, તું કહે, તું કહે જ્યારે હુ તારી આગળ છું.
જે જે તું મને બતાવેછે. તે પ્રમાણે હું પ્રભુ કરીશ હું,

---

વધસ્થંભ, વધસ્તંભ, વધસ્થંભની પાસે.
જ્યાં ઈશુ મારૂ દુઃખ લે લીધું,

મારા અંતઃકરણમાં ઘણું સુખ આવ્યું છે;
હવે રાતને દીવશ બહુ ખુશીછું.

---

ઈસુની અમ લાવીશું આખું હીંદુસ્થાન,
અને તેના લોકો જાણે મુક્તનું જ્ઞાન;
વાહ, વાહ. વાહ, વાહ, અમે ધાર્મ શું જય;
વાહ, વાહ, વાહ, વાહ; સેતાનનો થશે ક્ષય;

---

મને આવાદે, મને આવવા દે, તારા વધસ્થંભ પાસે;
મને આવવા દે, મને આવવા દે, તારી પાસે ઓ સ્વામી,

---

તારા જેવો હું થાઉ, તારા જેવો હું થાઉ,
તારી પ્રીતમાં અપાર, ઓ પ્રિય તારનાર,
તારા જેવો હું થાઊ.

---

ઓ પુરી સફાઈ, ઓ પૂરી સફાઈ, મને ઇસુ આપે છે
ઓ પુરી પ્રીતિ, ઓ પુરી પ્રિતી, મને ઇસુ આપેછે,
ઓ પુરિ શાંતી; ઓ પુરી શાંતિ, મને ઇસુ આપેછે.

---

હું જાણુંછું, હું જાણુંછુ, ઈસુ મારે લીધે,
વધસ્થંભપર લોહી વહેવડાવ્યું, પાપથી છોડાવવાને,

---

મારે લીધે, મારે લીધે, જીવ આપ્યો છે તેણે;
હું પાપી ને તુજ લોહીથી, ખરીદ્યો છે મશીહ.

---

છે મિત્ર પ્રીતીવાન, છે મિત્ર પ્રીતીવાન;
પ્રભુ ઈસુ જગનો ત્રાતા, તે સદા છે મેહેરબાન,
છે મિત્ર પ્રિતીવાન, છે મિત્ર પ્રીતીવાન;
પાપ જો મુકશો તમે પામશો આ મિત્ર પ્રીતીવાન,

---

હમે કદી, કદી નહી, નહાશીશું, કદી નહી, કદી નહી;
હમે કદી, કદી નહી નહાશી શું,
કેમકે નક્કી જય પામવા હમને છે ખાત્રી.

મારે કાજ જો, મારા તારનારના લોહીથી.
મારે કાજ જો, તેના લોહીથી.

---

પ્રભુની ફોજમાં અરપણ થયો છું, હમેશાં લડવા છું તૈયાર.
જો લોક ઠઠ્ઠું કરે તોપણ હું હરખાઉં છું.

---

મુગટ પામવાનો દિવસ જલદી આવશે,
ત્યારે દેવની પાસે સઘળા જઈશું; ઓ દેવને સ્તુતિ થાય.
ઈસુના નામથી જય, હાલેલુયા! હાલેલુયા!

---

ઈસુની પાસે તમે આવો રે, ઈસુની પાસે તમે આવો રે;
ઈસુની પાસે તમે આવો રે. ને મુક્તિ પામી લ્યો.

---

દેવના છીએ ખરા સિપાઇ, તેને કાજ કરીએ લડાઇ,
જીતવા લડના મનના લાગથી, જય દેવને કાજ લોહીને આગથી.

---

તારામાં છે તૃપ્તિ. તારામાં છે તૃપ્તિ,
પ્રિય જીવતા ત્રાતા દેવ, તારામાં છે તૃપ્તિ.

---

આકાશમાં ચાલું છું, આકાસમાં ચાલું છું.
પુરી મુક્તિ પામીને. પુરી મુક્તિ પામીને.
માટે તમે પણ સઘળા પાપથી બચી આકાશમાં ચાલો રે.

---

પાપના કલંક ધોશે કોણ? મન મારૂં શુદ્ધ કરશે કોણ?
ઈસુનું લોહી છે વહેતું, અમુલ્ય છે આ ખુન,
જેથી હું શુદ્ધ થાઉં, હું બીજું શું શોધું?
ઈસુનું લોહી છે વહેતું.

---

હાય મહારાં થયાં બહુજ પાપ,
પણ તેના લોહીમાં બધાં હમણાં શુદ્ધ થયાં.
વધસ્થંભ પર તે મુવો મારે લીધે, ને મુક્તિ આપી છે

---

પ્રભુ ઈસુના વહાલા થઈ જાઓ, નહી તો સ્વર્ગ ના મળશે
હું પ્રભુ ઇસુનો વહાલોછું, ને મરણ પછી ત્યાં જઇશ.

---

ખરો મિત્ર મારો છે ઈશુ તારનાર,
પોતાની પ્રિતીથી નથી ખસનાર,
ને દુ:ખમાં ને સુખમા છે પ્રિતી રાખનાર,
ઈસુ સનાકાળ મારો. પૂ

---

કેવી સભા ત્યાં થશે જ્યારે ઇશુ બોલાવે,
ત્યારે મળીશું હમે તેની પાસે.
મુકિતફોજ ત્યાં જશે.

---

મુક્તિ મળી, મુકિત મળી; મુક્તિ મળી ઓમ્રશીહ,
તારા રક્તથી શુધ્ધ થઈને, મને મુકિત મળી છે,

---

જ્યે! જ્યે! જ્યે! જગતના તારનાર,
જ્યે! જ્યે! જ્યે! મુક્તિ દાતા;
જો વૈરી કરે જોર અપાર, ઇશુ છે પાસે બીહોમાં.

---

બચાવશે ને રાખશે, સુખ આપશે તે તને,
ને ચીન્તા મટાડશે ઈસુ.
કેમકે મારે લીધે એમજ કરયું તેણે,
માટે સદા આનંદમાં રહુછું.

---

ઓ પ્રિય ઈશુ, તું કેવળ લાયક છે.

---

ઈશુ, ઇશુ, હાજર હમેશ છે, ઇશુ.

---

જય જય હું તઇયાર છું. ઇશુ ખ્રિસ્તના આવવાને લીધે,
જય જય હું તઈયાર છું, સ્વર્ગી ફોજની સાથે મળવાને.

---

આગળ ચાલો મુકિત ધજાની તળે,
તૈયાર થાઓ તોપ ચલાવાને;

આગળ ચાલો હોસાન્ના ગાઈને,
ઈસુ સરદાર મુક્તિ ફોજનો છે,

---

આખું મન સોંપુછું, દરેક રોજ જે જે થાય;
આખું મન સોંપુછું, પાપીને તારવા.

---

પ્રભુ ફોજને આશીરવાદ આપ, ને કૃપા ને શક્તિ આપ.

---

પાપ ને સેતાન જીતી લેવું. હાલેલુયા.
પાપ ને સેતાન જીતી લેવું હાલેલુયા.

---

હું છું બહુ બહુ સુખી. મને મુક્તિ મળી છે;
સેતાન છે બહુ દુઃખી, મને મુક્તિ મળી છે,

---

હાલેલુયા, હાલેલુયા, હાલેલુયા, મને મુક્તિ મળી છે.

---

મારૂં નહી, નહી, નહી, ઈશુ હું તારો છું.
જેટલું છે પોતાનું ધન, તારૂં સદાકાળ થશે,

---

તુજમાં છે ઈલાજ, તુજમાં છે ઈલાજ,
ધ્રાઈવના દાળ, તુજમાં છે ઈલાજ.



# મુક્તિ ફોજનો મત.

( અમે જે મોટા ઉપદેશ વિશેષ માનીએ છીએ
તે નીચે પ્રમાણે છે. )

૧ અમે એવું માનીએ છીએ કે, જુના તથા નવો કરાર તે ઈશ્વરનાં આપેલાં છે, અને કેવળ તેમાં દેવનો કાયદો તથા ખ્રિસ્તી ભાવ અને અભ્યાસને વાસ્તે ઠરાવેલાં છે.

૨ અમે માનીએ છીએ કે, એકજ દેવછે ને તે અપાર સંપુરણછે ને સઘળાનો ઉત્પન કરનાર, રક્ષક તથા અધીકારીછે.

૩ અમે માનીએ છીએ કે, ઈશ્વરપણામાં ત્રણછે. એટલે પીતા, પુત્ર, તથા પવિત્ર આત્મા. આ ત્રણ મળીને એકજ દેવછે. પ્રાક્રમ તથા મહીમામાં ત્રણ બરાબરછે ને કેવળ તેને એકલાનેજ ભજવો જોઈએ.

૪ અમે માનીએ છીએ કે, ઈસુ ખ્રિસ્તમાં દેવનો તથા માણુસનો સ્વભાવ બરાબર મળેછે એ માટે ખરો અને બરાબર દેવ છતાં તે પણ ખચીત માણુસ છે.

૫ અમે માનીએ છીએ કે, પ્રથમ માણુસો પવિત્ર હાલતમાં પેદા થયાં હતાં, પણ પછી આજ્ઞાભંગના કારણથી તેમનું સુખ તથા પવિત્રતા જતી રહી ને તેઓ પાપમાં પડયાં. તેથી સઘળાં મનુષ્ય પાપની હાલતમાં છે, ને બીલકુલ ભ્રષ્ટ થવાના કારણથી ઈશ્વરનો ક્રોધ તેમના ઉપર થયો છે.

૬ અમે માનીએ છીએ કે, પ્રભુ ઈસુ ખ્રિસ્તે દુખ તથા મરણ સુહીને આખા જગતને કાજ પ્રાયશ્ચિત થયો કે દરેક માણુસ જે ચાય તે મુક્તિ પામી શકે.

૭ અમે માનીએ છીએ કે મુક્તિ પામવાને વાસ્તે પાપને લીધે પશ્ચાતાપ કરવો પ્રભુ ઇસુ ખ્રિસ્ત પર વિશ્વાસ રાખવો, તે પવિત્ર આત્માથી પુનર જન્મ પામવો એ અગત્યનું છે.

૮ અમે માનીએ છીએ કે, પ્રભુ ઈસુ ખ્રિસ્ત પરના વિશ્વાસ તથા કૃપાને આસરે અ રો નિરદોશ ઠરીએ છીએ ને જે વિશ્વાસ રાખેછે તે માણુસના મનમાં સાહેદી પુરાયછે.

૯ અમે માનીએ છીએ કે, સાસ્ત્રમાં એવું દેખાડેછે કે જ્યાં સુધી માણસ ઇસુ ખ્રિસ્તપર વિસ્વાસ રાખીને તેની આજ્ઞા પાળેછે ત્યાં સુધી તે માણસ દેવની પસંદતામાં રહેછે. પણ જો તે ફરી જઈ ફરી પસતાવો નહીં કરે તો તે અનંત કાળ સુધી તેનો અમુલ્યવાન આત્મા નરકમાં ખોવાઈ જસે.

૧૦ અમે માનીએ છીએ કે, સર્વ વિસ્વાસ રાખનારા પુરી પવિત્રાઈ પામી શકે છે ને આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તના આવવા સુધી તેમનો સંપુરણ આત્મા તથા પ્રાણ તથા શરીર દેવથી નિર્દોશી રખાશે. એટલે અમે માનીએ છીએ કે, પાપની માફી પામી લીધી પછી વિશ્વાસ કરનારના અંતઃકરણમાં ભુડાઈ કરવાને ઈચ્છા કે પાપનું મુળ રહેછે. ને જો તે ઉપર ઈશ્વરની કૃપા જય ના પામે તો વધીને ખરૂં પાપ ઉપજાવસે, પણ આ ભુંડી ઇચ્છાઓ તથા પાપ નું મુળ દેવનો આત્મા બીલકુલ કહાડેછે. ત્યાર પછી જે ઈસ્વરની ઈચ્છા વીરૂધછે તેથી સંપુર્ણ સ્વચ્છ ને પુરો પવિત્ર થયાકતાં આત્મીક ફળ કેવળ ઉપજાવશે. અને અમે એવો ભરોસો રાખીએ છીએ કે, જે લોકો આવા પવિત્ર થયાછે તેઓ દેવના આત્મા તથા પરાક્રમથી તેની આગળ નિર્દોશ તથા અપરાધ રહીત રખાયછે.

૧૧ અમે માનીએછીએ કે, આત્મા અમરછે. મુએલાનું પુનરૂસ્થાન થશે એટલે ફરી માણસો સજીવન થશે કે જગતનો અંત થાય ત્યારે સઘળાં ઉપર ઇશ્વર ન્યાય ઠરાવે ને ન્યાયીઓને અનંત સુખ મળે અને ભુંડાઓને સર્વ કાળ સુધી શીક્ષા થાય.



# ગીતોનું સાંકળીયું.





સમાપ્ત

# ગીત.

ખરો તારનાર છે ઇસુ,
નકલંક સાહેબ સત ગુરૂ!

૧ ખરો તારનાર મળસે ક્યાં,
શું કોઈ છે જગતમાં!
પાપી ! જો છે પ્રભુ,
નકલંક સાહેબ સત ગુરૂ!

૨ તેને ક્યારે જોઈશ હું,
મરણ પછી મળશે શું!
પશ્ચાતાપ જો તું કરશે,
હંમેશાજ તને તે મળે!

૩ નકલંક ગુરૂ! આવું છું,
તારાપર આસ રાખું છું,
ધન ધન પ્રભુ, ધન ધન આપ!
જેણે ધોયાં મારાં પાપ!

